માધ્યમિક શાળાઓ માટે.

# ભૂગોળ વિદ્યાનું પ્રથમ દર્શન.

## ભાગ ૧ લો.

(અંગ્રેજી પહેલા ધોરણ માટે.)


કર્તા,

બાલુભાઇ લલ્લુભાઇ કાજી.

બી. એ. એસ. ટી. સી. ડી.



ધી ગુજરાત ઑરિએન્ટલ બુક ડીપો,

અમદાવાદ.

કિંમત રૂ. ૦—૫—૦

માધ્યમિક શાળાઓ માટે.

# ભૂગોળવિદ્યાનું પ્રથમ દર્શન.

## ભાગ ૧ લો.

( અંગ્રેજી ધોરણ પહેલા માટે. )


કર્તા,

બાલુભાઈ લલ્લુભાઈ કાજી,

બી. એ; એસ. ટી. સી. ડી.



ધી ગુજરાત ઓરીએન્ટલ બૂક ડીપો,

અમદાવાદ.

કિંમત. રૂા. ૦-૫-૦

# પ્રસ્તાવના.

માધ્યમિક શાળાની મિડલ સ્કૂલોના વર્ગોમાં ભૂગોળનું શિક્ષણ માતૃભાષામાં આપવાનું હોય છે. એમાં ઘણે ભાગે પૃથ્વીની ભૂગોળનું સામાન્ય ભાન થાય, અને વિદ્યાર્થીઓને વ્યાવહારિક જ્ઞાન મળે, એવો ઉદ્દેશ લક્ષમાં રાખીને અભ્યાસક્રમના ત્રણ વિભાગ પાડવામાં આવેલા છે. આને માટે શિક્ષણના સાહિત્ય તરીકે જે પુસ્તકો પ્રકાશમાં આવ્યાં છે, તેમાં કંઈક વિશેષ અજવાળું પડે, એવાં પુસ્તકોની જરૂર જોઈએ; એથી એ દિશામાં પ્રયાસ કરવાનું ઉચિત લાગ્યું, અને '**ભૂગોળવિદ્યાના પ્રથમ દર્શન**' રૂપે ત્રણ ભાગમાં પુસ્તકો લખવામાં આવ્યાં, જેમાંનું આ '**પ્રથમ પુસ્તક**' છે.

આ પુસ્તકના બે મુખ્ય વિભાગ છે; પહેલા વિભાગમાં પૃથ્વીની પ્રાકૃતિક ભૂગોળ છે, અને બીજા વિભાગમાં નક્કી કરેલા દેશોની રાજકીય ભૂગોળ છે. વિદ્યાર્થીઓની કલ્પનાશક્તિ ખીલે, તેમને ખપજોગું વ્યાવહારિક જ્ઞાન મળે, અને તેઓને પોતાના અભ્યાસમાં નામાવલિનાં ટિપ્પણની ગોખણપટ્ટી કરવાનું રહે નહિ, પરંતુ કાર્યકારણસંબંધ જોઈને એક પછી એક બાબતો વિષે સ્વપ્રયાસદ્વારા પ્રગતિ કરવાનું બની આવે, એ હેતુ લક્ષમાં રાખીને પુસ્તકની રચના કરવામાં આવી છે.

ભૂગોળનું શિક્ષણ કેવી રીતે આપવું, તે વિષે જેટલું કહેવા ધારીએ, તેટલું ઓછું છે. પરંતુ એટલું તો નક્કીજ છે, કે વર્ગના ઓરડામાંજ વિવરણ કરી જવામાં એ શિક્ષણની સફળતા સાધી શકાતી નથી. આને બદલે વિદ્યાર્થીઓનું પ્રત્યક્ષ અવલોકન, સ્વાનુભવ, પર્યટન, શિક્ષકોનું સૂચન, અને તે ઉપરથી કરેલી સ્વતંત્ર અને ક્રમિક નોંધ, એવી એવી બાબતોથીજ ભૂગોળનું વાસ્તવિક શિક્ષણ મળે છે. આ કાર્યમાં નકશા, ચિત્રો, મોડેલ, આદિને જેટલો અવકાશ મળે, તેટલે અંશે વિશેષ લાભ પ્રાપ્ત થવા સંભવ છે.

આ પુસ્તક લખવામાં મારા ભાઈ પ્રો. હીરાલાલ લલ્લુભાઈ કાજી, એમ. એ; બી. એસ સી; આઇ. ઇ. એસ. તરફથી કેટલીક અમૂલ્ય સૂચના અને ઉત્તેજન મળેલાં, તેની આ સ્થળે સાભાર નોંધ લઉં છું.

આ પુસ્તક શિક્ષકો અને વિદ્યાર્થીઓને જેટલે અંશે લાભકારી અને માર્ગદર્શક થઈ પડશે, તેટલે અંશે લેખકનો પ્રયાસ સફળ થયો ગણાશે! અસ્તુ!

| | |
|---|---|
| વિજયાદશમી, સં. ૧૯૮૫. | લેખક, |
| તા. ૧૨-૧૦-૨૯, રાજકોટ. | બાબુભાઈ લલ્લુભાઈ કાજી. |

# અનુક્રમણિકા.

## વિભાગ ૧ લો: પ્રાકૃતિક ભૂગોળ.


| નંબર. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | પૃથ્વી. ... ... ... ... ... | ૧ |
| ૨ | સરહદ. ... ... ... ... ... | ૨ |
| ૩ | દરિયાના કિનારાની આકૃતિઓ. ... ... | ૪ |
| ૪ | પૃથ્વીઃ ખંડો અને મહાસાગરો. ... ... | ૭ |
| ૫ | પૃથ્વીઃ ઉંચા અને નીચા પ્રદેશ. ... ... | ૧૮ |
| ૬ | નકશોઃ જમીન અને પાણીનો ચિતાર. ... ... | ૨૦ |
| ૭ | પ્લાનઃ માપનું જ્ઞાન. ... ... ... ... | ૨૨ |
| ૮ | અક્ષાંશ અને રેખાંશ. ... ... ... | ૨૪ |
| ૯ | સૂર્યઃ પડછાયો. ... ... ... ... | ૨૯ |
| ૧૦ | હવાપાણીઃ ડુંગરી સ્થાનો. ... ... ... | ૩૦ |
| ૧૧ | નદીઓઃ મેદાનો–ખીણો. ... ... ... | ૩૨ |


## વિભાગ ૨ જો: રાજકીય ભૂગોળ.


| નંબર. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧૨ | એશિઆ ખંડઃ સામાન્ય ભૂગોળ. ... ... | ૩૬ |
| ૧૩ | એશિઆ ખંડઃ રાજકીય પ્રદેશો. ... ... | ૪૩ |
| ૧૪ | એશિઆ ખંડના દેશોઃ મધ્ય એશિઆના ઉચ્ચપ્રદેશો. | ૫૩ |
| ૧૫ | દક્ષિણ એશિઆઃ હિંદુસ્તાનઃ ભૂતળ સંબંધી. ... | ૬૪ |
| ૧૬ | હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ. ... ... ... | ૭૪ |
| ૧૭ | હિંદુસ્તાનના રાજકીય ભાગો. ... ... ... | ૭૭ |
| ૧૮ | એજન. (ચાલુ) સિંધુ–ગંગાના મેદાનના પ્રદેશો. ... | ૮૩ |
| ૧૯ | એજન. (ચાલુ) " " " (ચાલુ) ... | ૯૦ |
| ૨૦ | એજન. (ચાલુ) રજપુતાના. ... ... ... | ૯૭ |
| ૨૧ | એજન. (ચાલુ) મધ્ય હિંદના ઉંચા પ્રદેશો. ... | ૯૯ |
| ૨૨ | એજન. (ચાલુ) દક્ષિણ હિંદ. ... ... ... | ૧૦૩ |
| ૨૩ | એજન. (ચાલુ) મુંબઈ ઇલાકો. ... ... | ૧૧૦ |
| ૨૪ | એજન. (ચાલુ) ઇશાન સરહદનો પ્રદેશઃ બ્રહ્મદેશ. ... | ૧૧૫ |

# વિભાગ ૧લો.

# પ્રાકૃતિક ભૂગોળ: સામાન્ય જ્ઞાન.

## ૧. પૃથ્વી.

તમે જે ઘરમાં રહો છો તેની આસપાસ બીજાં ઘણાં ઘર છે. એમ હારબંધ ઘર બાંધેલાં છે, ને તે બધાં મળીને એક શેરી કહેવાય છે. એવી પાસે પાસે આવેલી શેરીઓ મળીને મહોલ્લો, એવા પંદર વીસ મહોલ્લા મળીને ગામ, અથવા તેથી પણ વધારે હોય તો શહેર થાય. એ ઉપરથી તમને સમજાશે, કે જે જમીનના ભાગ ઉપર તમારૂં ઘર બાંધેલું છે, તેવા ઘણાજ જમીનના ભાગો મળીને એક ગામ બનેલું છે.

હવે એવાં પચીસ કે ત્રીસ ગામ ભેગાં ગણીએ તો તાલુકો થાય, અને એવા પાંચ સાત તાલુકા મળીને જિલ્લો બને. વળી પાંચ સાત જિલ્લા મળીને શું થાય છે? એ એક પ્રાંત કહેવાય છે. સાધારણ રીતે પ્રાંત એક કુદરતી વિભાગ હોય છે. તેમાં વસનારા લોકોના રીતરિવાજો, બોલીચાલી, ને રહેણીકરણી મળતાં આવે છે. પ્રત્યેક જિલ્લાના લોકોમાં જુદી જુદી ટેવો, અને જુદી તરેહની બોલી હોય છે ખરી, છતાં નાની નાની બાબતો જોઇએ નહિ, તો બધામાં એકજ જાતના લોકો છે એમ માલમ પડે છે. પ્રાંત એક કુદરતી વિભાગ છે, એટલે તેના ઉપર રાજ્ય-વહીવટ ચલાવવા માટે એક જુદોજ અમલદાર હોવો જોઇએ; પરંતુ કુદરતી પ્રાંતો નાના હોય છે, ત્યારે એવા બે ચારને ભેગા કરી તેને ઇલાકો ગણવામાં આવે છે. આપણો મુંબઇ ઇલાકો કાંઈ એકજ કુદરતી વિભાગ નથી. એમાં ગુજરાત, મહારાષ્ટ્ર, કોંકણ, કાનડા, ને સિંધ એવા ચાર કુદરતી વિભાગોનો સમાવેશ કરવામાં આવ્યો છે. મુંબઇ ઇલાકા ઉપર રાજ્યવહીવટ ચલાવવા માટે એક મોટા

અધિકારીને નીમવામાં આવે છે, તેને ગવર્નર કહે છે. આવા આઠ દસ મુલક મળી એક દેશ થાય છે. મુંબઈ ઇલાકો, મદ્રાસ, બંગાળા, પંજાબ, બિહાર અને ઓરિસ્સા, આગ્રા—અયોધ્યાના સંયુક્ત પ્રાંતો, મધ્ય પ્રાંતો અને બીજા મુલકો મળી હિંદુસ્તાન નામે પ્રસિદ્ધ થએલો દેશ બનેલો છે.

દેશ પણ ઘણે ભાગે એક કુદરતી વિભાગ હોય છે. આપણો હિંદુસ્તાન દેશ તો કુદરતે જાણે બીજા આસપાસના દેશોથી છુટો પાડી આપ્યો હોય તેવો છે. આપણા દેશના જુદા જુદા પ્રાંતોના લોકો જુદી જુદી પ્રકૃતિવાળા હોય છે, તોપણ તેઓ અમુક રીતે એક બીજાને મળતા આવે છે; પરંતુ આપણા દેશની આસપાસ આવેલા બીજા દેશોની રચના તદ્દન જુદી, હવાપાણી જુદાં, લોકો—તેમનો દેખાવ, ભાષા, રીતરિવાજો બધું જુદું છે. આવા આઠ દસ દેશો ભેગા મળે એટલે જમીનનો એક મોટો ભાગ બને છે, તે ખંડ કહેવાય છે. હિંદ, ચીન, તિબેટ, અફગાનિસ્તાન, ઇરાન, વગેરે દેશો મળી વિશાળ એશિઆ ખંડ બને છે; તેની વિશેષ માહીતી તમને આગળ જતાં આપવામાં આવશે. એવા એવા પાંચ ખંડ આપણને માલમ છે. એ બધા ખંડો મળીને આખી પૃથ્વીનો જમીન—વિભાગ બન્યો.

આ ઉપરથી તમે શીખ્યા, કે પૃથ્વી કાંઈ નાનકડી નથી. એમાં પાંચ ખંડનો સમાવેશ થાય છે. વળી આપણી પૃથ્વી જેવી તો ઘણી પૃથ્વીઓ ઇશ્વરે રચેલી છે. આકાશમાં રતાશ પડતો જે ચળકતો તારો (ગ્રહ) આપણને દેખાય છે, તે મંગળનો ગ્રહ પણ આપણી પૃથ્વીના જેવી બીજી પૃથ્વી છે.

---

## ૨. સરહદ.

તમારૂં ઘર તમારા પાડોશીના ઘરથી જુદું છે. એ બન્નેને શાથી છુટાં પાડવામાં આવ્યાં છે તેનો વિચાર કરો. બે ઘરની વચ્ચે ભીંત બાંધેલી છે. મુંબઈ જેવા મોટા શહેરમાં તમારા અને

પાડોશીના ઘરની વચ્ચે ભીંતને બદલે ગટર હોય છે, અને બંગલા-ને કોમ્પાઉન્ડ હોય છે. જેમ ઘરની હદ નક્કી કરવા માટે આ પ્રમાણે ભીંત, ગટરો, કે કોમ્પાઉન્ડ જોવામાં આવે છે, તેજ પ્રમાણે દેશ દેશની સરહદ નક્કી કરવા માટે એટલે કે એક દેશને બીજા દેશથી છુટો પાડવાને કાંઇ ગોઠવણ કરવી પડે છે. ઇશ્વરે રચેલી કુદરતી ભીંતો અને ગટરોનો ઉપયોગ કરવામાં આવ્યો છે, પણ તેવી ગોઠવણ મળી આવતી નહિ હોય, ત્યાં મનુષ્ય કાંઇક યુક્તિ કરે છે.

જ્યાં મોટા મોટા પર્વતોની હારો આવેલી હોય છે, ત્યાં દેશની સરહદ નક્કી કરવાનું બહુ સહેલું થઇ પડે છે. આપણા હિંદુસ્તાન-ની એક બાજુએ મહાન્ હિમાલય પર્વતની હારો આવેલી છે, તે વડે તિબેટથી હિંદુસ્તાન સહેલાઇથી છુટું પડી આવે છે; તેમજ વળી બીજી બાજુએ સુલેમાન, હાલા, અને કિર્થાર પર્વતોની હારો વડે આપણો દેશ અફગાનિસ્તાન અને બલુચિસ્તાનથી છુટો પડે છે. વળી હિંદુસ્તાનનો એક ભાગ—દક્ષિણ હૈદ્રાબાદ મધ્ય પ્રાંતોથી ગોદાવરી નદી વડે, અને મદ્રાસ ઇલાકાથી કૃષ્ણા નદી વડે છુટો પડે છે. આ પ્રમાણે પંજાબની દક્ષિણ સરહદ પણ એક નદી-જ નક્કી કરે છે, અને તે સતલજ નદી છે.

આ ઉપરથી તમે સમજ્યા હશો, કે બે દેશ પર્વતની હારથી કે નદીથી છુટા પડે છે. વળી નદી કરતાં પાણીનો મોટો ભાગ, જેને દરિયો, સમુદ્ર કે સાગર કહેવામાં આવે છે, તે દેશોને છુટા પાડવાનું કામ ઘણી સારી રીતે કરી શકે છે. હિંદુસ્તાનની ઉત્તરમાં જેમ પર્વતની હારો આવી રહેલી છે, તેમજ દક્ષિણ તરફ મહા-સાગર આવેલો છે. દેશોની સરહદ નક્કી કરવામાં પર્વતની હારો, સાગર, અને નદીઓ બહુ કામમાં આવે છે. જ્યાં આવી કુદરતી સરહદ મળી શકતી નથી, ત્યાં રાજ્ય તરફથી પત્થરની હાર અને વચ્ચે વચ્ચે કિલ્લાઓ બાંધી દેશની હદ નક્કી કરવામાં આવે છે.

## ૩. દરિયાના કિનારાની આકૃતિઓ.

તમે નદીકિનારે તો ગયા હશો; તમે જોયું હશે કે કોઇ જગાએ જમીનનો ભાગ પાણીમાં લાંબો થઇને ગયો હશે, તો કોઇ જગાએ પાણીનો ભાગ જમીનની અંદર ઘૂસ્યો હશે. કિનારા આગળ જમીનના ઘસાવાથી જુદી જુદી આકૃતિઓ બને છે. નદીના કિનારા કરતાં આવી આકૃતિઓ દરિયાના કિનારા આગળ ચોકખી રીતે માલમ પડે છે, અને તેને જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે.

જમીનનો પાતળો અણીવાળો ભાગ દરિયામાં પેસી ગયો હોય તેને ભૂશિર કહે છે; પરંતુ જમીનનો પહોળો ભાગ આ પ્રમાણે દરિયામાં ગયો હોય, તો એવી જમીનની લગભગ ચારે તરફ પાણી ફરી વળેલું હોય છે. પુરેપુરૂં ચારે તરફ જમીનની આસપાસ પાણી ફરી વળેલું હોય, તો તે જમીનને આપણે બેટ કે દ્વીપ કહીએ છીએ; પણ લગભગ ચાર તરફ પાણી હોય, એટલે ફક્ત એક બાજુએ પાણી નહિ હોય, તો તેવા જમીનના ભાગને આપણે દ્વીપના જેવો છે એમ કલ્પના કરી શકીએ, માટે તેને દ્વીપકલ્પ કહેવામાં આવે છે. કેટલીક વાર દ્વીપકલ્પ જમીનના મોટા ભાગ સાથે જે બાજુએ જોડાએલો હોય, તે જોડનારો ભાગ દરિયાનાં મોજાંના જોસથી ઘસાઇ ઘસાઇને ઘણો સાંકડો બની જાય છે, ત્યારે એવા જમીનના બે મોટા ભાગને જોડનારા સાંકડા ભાગને સંયોગિભૂમિ કહે છે. આવી ભૂશિરો, બેટો, દ્વીપકલ્પો અને સંયોગિભૂમિનાં થોડાં ઘણાં નામો તમે જાણતા પણ હશો.

હિંદની દક્ષિણે લંકા ( સિલોન ) નામનો બેટ છે, જે એક મોટા પ્રાંત જેવડો છે. એ બેટ ઉપર શ્રી રામચંદ્રજીના વખતમાં રાવણ રાજ્ય કરતો હતો, તે તમે સાંભળ્યું હશે. તમે વિલાયત વિષે પણ કાંઇ તો જાણતા હશો. તે પણ દરિયામાં આવેલો એક મોટો બેટ છે. તેને ગ્રેટ બ્રિટન કહે છે, અને તેમાં ઇંગ્લાંડ અને સ્કૉટલાંડ એમ બે દેશોનો સમાવેશ થાય છે.




જમીન અને દરિયાના કિનારાની આકૃતિઓ.

તમારામાંથી જેણે મુંબઈ શહેર જોયું હશે તેણે ચોપાટી આગળ ઉભા રહી દરિયા તરફ જોયું હશે, તો તેને કોલાબાની ભૂશિર અને વાલકેશ્વરની ભૂશિર દેખાઇજ હશે. એ નાનકડી ભૂશિરો કરતાં આપણા દેશની દક્ષિણે કન્યાકુમારીની મોટી અને જાણીતી ભૂશિર આવેલી છે. તે વિષે કદાચ રામાયણની કથા સાંભળતાં તમે કાંઇક જાણ્યું હશે. અમદાવાદથી જરા આગળ જતાં કાઠિઆવાડ દેશ આવે છે, અને તેની ઉત્તરે કચ્છનું રાજ્ય છે. એ બન્ને દ્વીપકલ્પ છે. સંયોગિભૂમિ તો તમે જોઇજ નહિ હશે. એનો ખ્યાલ લાવવા માટે તમે કોઇ નદી ઉપરના પૂલનો વિચાર કરો. અમદાવાદમાં સાબરમતી નદી ઉપર એલિસબ્રિજ નામનો પૂલ બાંધેલો છે. એ પૂલ બન્ને કિનારાનો સંયોગ કરનારો છે. એ પ્રમાણે એશિઆ ખંડ અને આફ્રિકા ખંડ, અથવા અરબસ્તાન અને મિસર (ઇજિપ્ત) એ બે દેશોને જોડનારો જમીનનો સાંકડો ભાગ હતો, તે [1]સુએઝની સંયોગિભૂમિને નામે પ્રસિદ્ધ હતો. એવી બીજી સંયોગિભૂમિ ઉત્તર અને દક્ષિણ અમેરિકા નામના ખંડના બે મોટા ભાગોને સાંધતી હતી, અને તે [2]પનામાની સંયોગિભૂમિના નામથી ઓળખાતી હતી. સંયોગિભૂમિથી ઉલટું કેટલીક જગાએ પાણીનો નાનકડો સાંકડો ભાગ પાણીના બે મોટા ભાગને જોડે છે, તેવા ભાગને સામુદ્રધુનિ કહેવામાં આવે છે. હિંદુસ્તાન અને સિલોનની વચ્ચે અરબી સમુદ્ર અને બંગાળાના ઉપસાગરને જોડનારો દરિયાનો સાંકડો ભાગ છે, તે પાકની સામુદ્રધુનિ તરીકે ઓળખાય છે.

ઉપર ગણાવેલી જુદી જુદી આકૃતિથી ઉલટી આકૃતિઓ પણ તમારે સમજવી જોઇએ. જેમ પાણીની વચ્ચે જમીન હોવાથી બેટ બને છે, તેમ જમીનની વચ્ચે પાણી ઘેરાઈ ગયું હોય તેને આપણે સરોવર કહીએ છીએ. આવાં સરોવરો આપણા દેશમાં બહુ નથી, પણ કેટલીક જગાએ પાણીનો સાંકડો કે પહોળો ભાગ જમીનની

---

૧. હવે તો સુએઝની નહેર થવાથી સંયોગિભૂમિને બદલે સામુદ્રધુનિ થઇ છે.

૨. પનામાની નહેરથી પણ ઉત્તર અને દક્ષિણ અમેરિકા જુદા પડી તેને બદલે પાસિફિક અને આટ્લાંટિક મહાસાગરો જોડાયા છે.

અંદર ઘણે સુધી ઘૂસી ગયો હોય, તો તે પાણીના ભાગને અખાત કે ઉપસાગર કહેવામાં આવે છે. તમે જાણતા હશો કે ખંભાત આગળ દરિયો છે તે કાંઈ ખુલ્લો પહોળો દરિયો નથી, પણ આવો અખાત છે. મદ્રાસ અને બ્રહ્મદેશની વચ્ચે આવેલો દરિયાનો વિશાળ ભાગ છે, તે બંગાળાના ઉપસાગર તરીકે જાણીતો છે.

---

## ૪. પૃથ્વીઃ ખંડો અને મહાસાગરો.

આપણી પૃથ્વીની સપાટી ઉપર કોઇ જગાએ પાણી અને કોઇ જગાએ જમીન છે, એવું તમે આગળ શીખી ગયા છો. જ્યાં પાણી છે તેને તળીએ પણ જમીન તો ખરીજ, એટલે ખરૂં જોતાં આખી પૃથ્વીના ઉપલા ભાગ ઉપર જમીનજ છે; પણ જ્યાં જ્યાં નાના મોટા, ઉંડા કે છાછરા, સાંકડા કે પહોળા ખાડાઓ પડેલા છે, ત્યાં ત્યાં પાણી ભરાઇ ગએલું છે; તેથી આપણે પૃથ્વી ઉપર જમીન અને પાણી બન્ને જોઇ શકીએ છીએ.

શરૂઆતમાં પૃથ્વી જુદીજ તરેહની હતી. જુદા જુદા પદાર્થો અતિશય તાપને લીધે વાયુ રૂપે જણાતા હતા, અને તેજ કારણથી ઘણો પ્રકાશ આપતા હતા. અતિશય તાપને લીધે લોઢું અને બીજી ધાતુઓ વાયુ રૂપે થઇ અતિશય પ્રકાશ આપતી એટલુંજ નહિ, પણ તે વખતે તાપ એટલો સખત હતો, કે આજે આપણને જે પત્થરો દેખાય છે, તે પણ ગળી જઇ પ્રવાહી કે વાયુ રૂપે હતા. વખત જતાં પૃથ્વીમાં તાપ ઓછો થવા માંડ્યો અને વાયુઓ ઠંડા પડી પ્રવાહી બન્યા, અને પ્રવાહી ઠંડા પડી નક્કર પદાર્થો બન્યા. જેમ ગરમ કરેલું દૂધ ઠંડું પડે છે, ત્યારે ઉપરનો ભાગ પહેલો ઠંડો પડે છે, અને તળીએ દૂધ રહી જઇ ઉપર મલાઇનો પોપડો બાઝે છે, તેજ પ્રમાણે ઠંડો પડતાં પડતાં આપણી પ્રવાહી પૃથ્વીનો ગોળો, વચલા ભાગમાં તેવોજ રહી જઇને, તેની સપાટી ઉપર પોપડો બંધાયો. હજી જેમ જેમ અંદરની ગરમી કમી થતી જાય

છે, તેમ તેમ તેનું કદ પણ ઓછું થતું જાય છે, અને તેથી ઉપર જામેલો પોપડો સપાટ ન રહેતાં કોઈ જગાએ ઉંચો, અને કોઈ જગાએ નીચો થઇ નાની મોટી કરચલીવાળો થઇ જાય છે. આ પ્રમાણે સપાટી ઉપર નાના મોટા ખાડા અને નાના મોટા ટેકરા બને છે. ખાડાઓમાં પાણી ભરાઇ રહે છે, અને ઉંચો ભાગ તે જમીન બને છે. વળી ઉંચા ભાગ ઉપર વધારે ઉંચી કરચલીઓ હોય તેના પર્વતો થાય છે, અને પૃથ્વીના પોપડામાં સાંકડા ખાડા કે ફાટ પડી હોય તેમાંથી નદીઓ થાય છે. આવી રીતે આપણી પૃથ્વી બનેલી છે; થોડોક ભાગ જમીન અને બાકીના ભાગમાં પાણી.

આપણી પૃથ્વી એક દડા અથવા ગોળા જેવી છે. ગોળ દડા જેવી ચીજો આપણે એકી વખતે જોઇ શકતા નથી; અર્ધો ગોળોજ આપણે જોઇ શકીએ છીએ. પૃથ્વીના ગોળામાં જુદી જુદી રીતે અર્ધગોળ કલ્પેલા છે. ઘણીખરી જમીનનો ભાગ એક ગોળાર્ધમાં સમાઈ જાય છે, અને બીજા ગોળાર્ધમાં લગભગ ફક્ત પાણીજ છે. એ બે ગોળાર્ધને 'જમીન અને પાણી ગોળાર્ધ' કહેવામાં આવે છે. તેજ પ્રમાણે પૃથ્વીનો ઉત્તર તરફનો ભાગ જે ગોળાર્ધમાં આવે તે 'ઉત્તર ગોળાર્ધ', અને દક્ષિણ તરફનો ભાગ તે 'દક્ષિણ ગોળાર્ધ'. એવીજ રીતે 'પૂર્વ અને પશ્ચિમ ગોળાર્ધ' નામ આપવામાં આવ્યાં છે. અસલના વખતમાં આપણા લોકોને એશિઆ, યુરોપ, અને આફ્રિકા એ ત્રણ ખંડો વિષેજ માહીતી હતી. પછી જ્યારે પંદરમી સદીની આખરે કોલમ્બસ નામના વહાણવટીને અમેરિકા ખંડ જડયો, ત્યારથી એ નવા ખંડને નવી દુનિયાનું નામ આપવામાં આવ્યું, અને જુના જાણીતા ખંડોને જુની દુનિયા કહેવા લાગ્યા. નવી દુનિયા આપણા જાણીતા ખંડોની પશ્ચિમે આવી છે, માટે તે પશ્ચિમ ગોળાર્ધ, અને આપણો તે પૂર્વ ગોળાર્ધ. ત્યાર પછી ઑસ્ટ્રેલિઆ ખંડની શોધ થઇ. તે નહિ નવી દુનિયામાં કે નહિ જુની દુનિયામાં આવેલો છે; જો કે તે પૂર્વ ગોળાર્ધમાં ગણાય ખરો.




# પાણી અને જમીન દર્શાવનું ચિત્ર.

## ખંડો.

તમે શીખી ગયા કે ઘણા દેશો મળીને એક ખંડ થાય છે. આપણી પૃથ્વી પર એવા પાંચ ખંડો છે. તેમનાં નામ એશિઆ, યુરોપ, આફ્રિકા, અમેરિકા, અને ઑસ્ટ્રેલિઆ છે. આ બધા ખંડો વિસ્તારમાં સરખા નથી. સૌમાં એશિઆ ખંડ વિશાળ છે, અને ઑસ્ટ્રેલિઆ નાનામાં નાનો છે. ઑસ્ટ્રેલિઆ યુરોપ કરતાં પોણો છે; ઉત્તર અમેરિકા ઑસ્ટ્રેલિઆ કરતાં ત્રણ ગણો, દક્ષિણ અમેરિકા લગભગ ત્રણ ગણો, આફ્રિકા ચાર ગણો, અને એશિઆ ૭ ગણો છે; એટલે કે પૃથ્વી ઉપરની જમીનના ૫૪ ભાગ કરીએ તો ૧૮ ભાગ એશિઆના, ૧૨ આફ્રિકાના, ૯ ઉત્તર અમેરિકાના, ૮ દક્ષિણ અમેરિકાના, ૪ યુરોપના, અનેં ૩ ભાગ ઑસ્ટ્રેલિઆના થાય. જેમ બધા ખંડો વિસ્તારમાં સરખા નથી, તેમ તેમાં વસતા લોકોની સંખ્યા પણ સરખી નથી. આપણા એશિઆ ખંડમાં વસ્તી

ઘણી છે. એના ફક્ત ચારજ દેશ—ચીન, હિંદ, જાપાન અને જાવા-સુમાત્રા વગેરે બેટા લઈએ, તો તમામ દુનિયાની વસ્તીનો અર્ધો ભાગ એમાં આવી જાય છે, અને તેમાં પણ ચીન દેશમાં પા ભાગ એટલે આશરે ૪૦ કરોડ, અને હિંદમાં એનાથી કાંઇક ઓછી એટલે ૩૨ કરોડ માણસની વસ્તી છે.

**એશિઆ:**—આ ખંડ સૌથી વિસ્તીર્ણ છે. એ ખંડમાં કેટલીક બાબતો ખાસ જાણવા જેવી છે. દુનિયામાં સૌથી ઉંચો પર્વત હિમાલય, તથા તિબેટ અને પામીર જેવા ઉંચા પ્રદેશો એમાં આવેલા છે; વળી કાસ્પિઅન સમુદ્રની આસપાસની દરીઆની સપાટીથી ઘણી નીચી જમીન આ ખંડમાં મળી આવે છે. પૂર્વ ગોળાર્ધની લાંબામાં લાંબી નદી યાંગ્સેક્યાંગ, દરિયાને નહિ પણ સરોવરને મળતી આમૂદર્યા અને સીરદર્યા જેવી મોટી નદીઓ. યુફ્રેટિસ–તૈગ્રિસ, યાંગ્સેક્યાંગ–હોઆંગહો, મિનામ–મિકાંગ, અને ગંગા–બ્રહ્મપુત્રા નદીઓનાં જોડકાં પણ આજ ખંડમાં જોવામાં આવે છે. સૌથી વધારે મોટું ખારા પાણીનું સરોવર કાસ્પિઅન સમુદ્ર પણ અહીંઆંજ છે. વધારેમાં વધારે ઠંડા તેમજ સખત તાપવાળા પ્રદેશો પણ આજ ખડમાં મળી આવે છે. ચીન જેવો ગીચમાં ગીચ વસ્તીવાળો દેશ, તેમજ મોંગોલિઆ જેવો લગભગ આછી વસ્તીવાળો દેશ પણ એશિઆમાંજ દેખાય છે.

મનુષ્યની મુખ્ય ત્રણ જાતો—ધોળી, પીળી, અને કાળી આ વિશાળ ખંડમાં જોવામાં આવે છે. સામાન્ય રીતે પશ્ચિમમાં ધોળી, પુર્વમાં પીળી, અને દક્ષિણમાં કાળી જાતો માલમ પડે છે. દુનિયાના સૌથી મહાન્ ધર્મોના સ્થાપકોની જન્મભૂમિ એશિઆજ છે, મતલબ કે દુનિયાના મહાન્ ધર્મોની ઉત્પત્તિ એશિઆ ખંડમાંથીજ થએલી છે. હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ આપણા હિંદમાં જન્મ પામ્યા, અને ખ્રિસ્તી તથા ઇસ્લામ ધર્મ એશિઆના પશ્ચિમ પ્રદેશોમાં પ્રગટ થયા. આ ખંડ વિષે વિશેષ માહીતી તમને આગળ આપવામાં આવશે.

**યુરોપ**:—આ નાનકડો ખંડ હાલના સમયમાં ઘણો અગત્યનો છે. એશિઆ અને આ ખંડની વચ્ચે કુદરતી સીમા નથી, એટલે ખરૂં જોતાં યુરોપ અને એશિઆને જુદા ખંડો ન ગણીએ તોપણ ચાલે; તેથી કેટલીક વાર એ બન્નેનું ભેગું નામ યુરેશિઆ આપવામાં આવે છે. યુરોપને તો યુરેશિઆનો ફક્ત એક દ્વીપકલ્પ ગણી શકાય. એ બેની વચ્ચે સીમા નથી એટલું જ નહિ, પણ ભૂમિરચના, હવા-પાણી, વનસ્પતિ, પ્રાણીઓ, મનુષ્યની જાતો એ બધી બાબતોમાં યુરોપ અને એશિઆમાં ઘણું મળતાપણું છે. છતાં આ ખંડની કેટલીક ખાસ જાણવા જેવી બાબતો છે. જમીન ઘણીખરી સપાટ છે. નદીઓનાં મેદાનો એક બીજા સાથે મળી જઇ મોટું વિશાળ સપાટ મેદાન આ ખંડમાં બનાવે છે. વળી દરિયો જમીનમાં ઘણી જગાએ ઘૂસી ગએલો હોવાથી હવા સમશીતોષ્ણ રહે છે. અહીંની નદીઓ એશિઆની નદીઓ કરતાં નાની ખરી, પરંતુ તેમનાં મુખથી તેમના મૂળ તરફ ઘણે સુધી વહાણ ચલાવી શકાય એવી હોય છે. આથી યુરોપની નદીઓ વેપાર માટે અને વ્યવહારના માર્ગ તરીકે ઘણી ઉપયોગી છે. તેમાં ખાસ કરીને જર્મનીને ર્‌હાઈન તથા ઑસ્ટ્રિઆ અને હુંગરીને ડાન્યુબ ઘણા ઉપયોગમાં આવે છે. હાલના વખતમાં સંસ્કૃતિનું અને પ્રગતિનું મુખ્ય સ્થાન યુરોપ ખંડ છે. ત્યાંના લોકો હુન્નરઉદ્યોગમાં ઘણા આગળ વધેલા, વિજ્ઞાનમાં અતિ કુશળ, અને રાજ્યનીતિમાં ઘણા નિપુણ છે. ઉંચી ઢબની ખેતીવાડી, સર્વ જાતનો ઉંચા પ્રકારનો માલ તૈયાર કરવાનાં જાતજાતનાં કારખાનાં, તથા ઘણો આગળ પડતો વેપાર આ ખંડમાં જણાય છે.

**આફ્રિકા**:—આ ખંડ યુરોપની દક્ષિણે આવેલો છે. ભૂમધ્ય સમુદ્ર એ બન્નેને છુટા પાડે છે. આફ્રિકાની આસપાસ હિંદી તથા આટ્‌લાન્ટિક મહાસાગરો આવેલા છે, એટલે આફ્રિકા એક વિશાળ બેટ જેવો છે. એશિઆની સાથે સુએઝની સંયોગિભૂમિથી એ જોડાએલો હતો, એટલે એને એશિઆનો એક મોટો દ્વીપકલ્પ ગણી

શકાય ખરો, પણ હવે તો સુએઝની નહેર થવાથી એ ખરેખરો દ્વીપ બની ગયો છે. વળી સુએઝની નહેર થતાં ભૂમધ્ય અને રાતા સમુદ્રો જોડાઈ ગયા છે, અને આટ્લાંટિક તેમજ હિંદી મહાસાગરમાંની આગબોટો અને વહાણો માટેનો સીધો અને સરળ જળમાર્ગ થઇ ગયો છે. આફ્રિકાનો આખો ખંડ એક ઉંચો પ્રદેશ છે, તેમજ એની નદીઓમાં નાનામોટા જળધોધ આવેલા છે, તેથી નદીઓમાં વહાણ કે હોડીઓ મુખથી ઘણે દૂર જઈ શકતી નથી, અને વ્યવહારના કે વ્યાપારના માર્ગ તરીકે નિરુપયોગી થઇ પડે છે. આ નદીઓના જળધોધમાં ઝામ્બિઝી નદીના વિક્ટોરિઆના ધોધ ઘણા જાણીતા છે. યુરોપની માફક એનો કિનારો ખાંચાખુંચીવાળો નથી, તેથી ખંડના કિનારા સિવાયના ભાગની હવા ઉપર દરિયાની અસર બહુ ઓછી થાય છે, અને ત્યાં અતિશય તાપ પડે છે. આ ખંડમાં લગભગ શિઆળાની ઠંડીનો અનુભવ થતોજ નથી. વળી આજ ખંડમાં અતિ વિશાળ રણ પણ છે; ઉત્તરનું સહરા લગભગ યુરોપ ખંડ જેવડું છે, અને દક્ષિણમાં કલહરિ નામનું બીજું રણ છે.

ઘણાં સકાં સુધી આ ખંડની અંદરના ભાગોની માહીતી યુરોપી પ્રજાને કે બીજાઓને નહોતી. આફ્રિકા ખંડ ઘણા કાળ સુધી અજાણ્યો પડી રહ્યો, અને અંધારા ખંડ તરીકે ગણાયો. પરંતુ પાછલાં સો વર્ષમાં મંગોપાર્ક, લિવિંગસ્ટન, સ્ટેનલી, અને બેકર જેવા સાહસિક પુરુષો ઘણી મુસીબત વેઠી અંદર ગયા, અને આફ્રિકાની હકીકત પ્રકાશમાં આણી. આ ખંડના લોકો કાળી જાતના છે, જેને આપણે સાધારણ રીતે સીદી કહીએ છીએ. તેઓ ઘણા પછાત અને અભણ છે. આફ્રિકાના દેશોમાં ઇજિપ્ત સૌથી જાણીતો દેશ છે. પ્રાચીન સમયમાં એ દેશ સંસ્કૃતિમાં, સમૃદ્ધિમાં, તેમજ હુન્નરકળામાં બધી રીતે આગળ વધેલો હતો. હાલના સમયમાં આફ્રિકાના મૂળ વતનીઓ ઘણા પછાત હોઈ, એ ખંડના જુદા જુદા દેશો ઉપર યુરોપીય રાજ્યોની સત્તા ચાલે છે. અને દક્ષિણ ભાગમાં યુરોપીય લોકોએ પોતાનાં કેટલાંક સંસ્થાનો વસાવેલાં છે.

**ઉત્તર અમેરિકા:**—આ ખંડ વિષે જુની દુનિયાના લોકોને સોળમી સદી સુધી કાંઈ પણ માહીતી નહોતી. ઈ. સ. ૧૪૯૨માં યુરોપના સ્પેન દેશના રાજાના આશ્રિત કોલમ્બસ નામના વહાણવટીએ હિંદુસ્તાન જવાનો દરિઆઈ માર્ગ શોધવા ઝંપલાવ્યું, અને પરિણામે અમેરિકા શોધી કાઢયો. ત્યાર પછી યુરોપના ધર્માંધ રાજાઓના ત્રાસથી, તેમજ અમેરિકામાં સોનારૂપાના ઢગલા મળી આવે છે એવા ગપાટાથી લોભાઇ, યુરોપના લોકો પોતાના દેશો છોડી અમેરિકામાં જઇ વસ્યા. ઉત્તર અમેરિકા ઉત્તર તરફ પહોળો છે, પણ દક્ષિણ તરફ છેક સાંકડો થઇ ગએલો હોવાથી એની આકૃતિ ત્રિકોણ જેવી જણાય છે. ઉત્તરમાં અતિશય ઠંડી પડે છે અને બરફ જામેલો રહે છે; દક્ષિણમાં તાપ પડે છે અને પહાડી મુલક છે; તેથી આ ખંડનો મધ્ય ભાગ લોકોને વધારે ઉપયોગી થઈ પડયો છે. પશ્ચિમ કિનારા પાસે રોકી પર્વતની હારો, તથા પૂર્વ કિનારા પાસે એપેલિશિઅન પર્વતની હારો આવેલી છે, અને વચમાં વિશાળ મેદાન છે. આ મેદાનમાં દુનિયાની સૌથી લાબી નદી મિસિસિપી અને તેની મુખ્ય શાખા મિસુરી વહે છે. આ નદી વહાણોને અતિ ઉપયોગી છે, અને વેપારરોજગારને સારી સગવડ આપે છે. આ ખંડમાં બીજી ખાસ જાણવા જેવી બાબત એ છે, કે એના બે દેશો—યુનાઇટેડ સ્ટેટ્સ અને કેનેડાની સીમા આગળ, એક બીજા સાથે લગભગ જોડાયલાં, મીઠા પાણીનાં મોટાં અને સુંદર પાંચ સરોવરો આવેલાં છે. તેમનાં નામ સુપીરિઅર, મિચિગન, હ્યુરોન, એરી, અને ઓન્ટારિઓ છે. આવો સરોવરોનો સમૂહ દુનિયામાં કોઇ જગાએ મળી આવતો નથી. એરી અને ઓન્ટારિઓ સરોવરો વચ્ચે એક નાનકડી નદી નિઆગ્રા વહે છે, તેનો જળધોધ અતિ સુંદર અને જગપ્રસિદ્ધ છે.

ઉત્તર અમેરિકાના મૂળ વતનીઓ ત્રાંબા જેવા લાલ રંગના હતા. તેઓ રેડ ઈન્ડિઅનના નામથી ઓળખાય છે. હાલ તેમની

સંખ્યા બહુ ઓછી છે. ઉત્તર અમેરિકાનો એક દેશ કેનેડા અંગ્રેજોનું સંસ્થાન છે, અને અંગ્રેજ સરકારને તાબે રહી સ્વરાજ્ય ભોગવે છે. પરંતુ એનો એક બીજો દેશ યુનાઇટેડ સ્ટેટ્સ જગવિખ્યાત છે. એ મહાન્ દેશમાં પૈસો અને વિદ્યા બન્ને છે. વેપારવણજમાં, હુન્નર-કળામાં, વિજ્ઞાન અને વ્યવહારકુશળતામાં, તેમજ જુદા જુદા પ્રકારના માલ તૈયાર કરવાનાં કારખાનાં ચલાવવામાં આ દેશ યુરોપીય દેશોથી પણ કેટલેક અંશે ચઢિઆતો ગણી શકાય. આખી પૃથ્વી પર આ દેશે ઘણું ઉંચું પદ મેળવ્યું છે.

**દક્ષિણ અમેરિકા:**—આ ખંડ પણ ઉત્તર અમેરિકાની શોધ થઈ તે અરસામાંજ જાણવામાં આવ્યો. તેમાં પણ સોનારૂપાની ખાણોથી આકર્ષાઈ ખાસ કરીને યુરોપના સ્પેન અને પોર્ટુગલ દેશોના લોકો ત્યાં જઈ વસ્યા. વખત જતાં આ લોકો અને ત્યાંના મૂળ વતનીઓ—રેડ ઇન્ડિઅનો વચ્ચે લગ્નવ્યવહાર થયો, અને એક મિશ્ર જાતી પેદા થઈ. આ ખંડનો આકાર ઉત્તર અમેરિકાના જેવો ત્રિકોણાકાર છે. બે બાજુએ પર્વતોની હારો, અને વચમાં વિશાળ મેદાન પણ આવેલાં છે. ઘણાખરા ભાગમાં હવા ઘણી ગરમ છે, અને વરસાદ લગભગ બારે માસ પુષ્કળ વરસે છે, તેથી મહાન્ નદીઓ અને ગીચ જંગલો આ ખંડમાં મળી આવે છે. દુનિયાની સૌથી પહોળામા પહોળી નદી આમાઝોન આ મેદાનમાંથી વહે છે. બીજી મોટી નદીઓ આમાઝોનની એટલી નજીકમાં છે, કે જો નાની નહેરો ખોદવામાં આવે તો લગભગ ઉત્તરથી દક્ષિણ સુધી ઠેઠ હોડીમાં સફર કરી શકાય.

આ ખંડના લોકો ઘણા પછાત છે. એમાં ખાસ જાણવા જેવી બાબત એ છે, કે યુરોપીય રાજ્યોની સત્તા આ ખંડમાં લગભગ જોવામાં આવતી નથી, અને ઘણાખરા દેશોમાં પ્રજાસત્તાક રાજ્યો છે. આ ખંડ અને ઉત્તર અમેરિકા પનામાની સંયોગિભૂમિથી જોડાયલા હતા, પણ વ્યવહારના માર્ગ સરળ કરવા માટે યુનાઇટેડ

સ્ટેટ્સે કરોડો રૂપીઆનો ખર્ચ કરી આ સાંકડી ભૂમિમાં નહેર ખોદાવી છે. સુએઝની નહેરની માફક આ પનામાની નહેર ઘણી અગત્યની અને ઉપયોગી નહેર છે. પનામાની નહેરથી આટ્લાંટિક અને પાસિફિક મહાસાગરના જળમાર્ગનાં અંતર દૂર થયાં છે એમ કહી શકાય.

**ઑસ્ટ્રેલિઆ:**—આ ખંડ હિંદુસ્તાનની દક્ષિણે પૂર્વ ગોળાર્ધમાં આવેલો છે. ઈ. સ. ૧૭૭૦ માં એક અંગ્રેજ ખલાસી કેપ્ટન કુકે ઑસ્ટ્રેલિઆ ખંડ શોધી કાઢયો. આ ખંડમાં નદીનાં મેદાનો વિશાળ નથી, અને વરસાદ ઘણાખરા ભાગમાં બહુજ ઓછો પડે છે, તેથી ઘણીખરી જગાએ બહુ મોટાં રેતીનાં રણો જોવામાં આવે છે. આ ખંડ ઘણો વિચિત્ર છે, એટલે કે પર્વતો બહુ ઉંચા નહિ, નદીઓ ખાસ જાણવા જેવી નહિ, વરસાદ ઓછો, ઝાડપાન ઓછાં, પ્રાણીઓ વિચિત્ર, અને વસ્તી પણ ઓછી છે. ખાસ જાણવા જેવું પ્રાણી કાંગારૂ છે. વનસ્પતિમાં યુકેલિપ્ટસ નામનું ઝાડ ખાસ જાણવા જેવું છે. કોઈ કોઇ વાર તો ૪૦૦ ફીટની ઉંચાઈ સુધી એ પહોંચે છે.

આ ખંડના મૂળ વતનીઓ આફ્રિકાના કાળા રંગના સીદીઓને ઘણે અંશે મળતા આવે છે. અંગ્રેજ લોકો ધીમે ધીમે ત્યાં વસવા લાગ્યા, અને ઑસ્ટ્રેલિઆ ખંડમા અંગ્રેજી સંસ્થાનો થયાં. ઑસ્ટ્રેલિઆ આજ ગૌર વર્ણના લોકોનો દેશ થઇ ગયો છે. બ્રિટિશ સામ્રાજ્યની છાયા નીચે કેનેડાની માફક ઑસ્ટ્રેલિઆ પણ સ્વરાજ્યનો હક ભોગવે છે. આ ખંડ પણ પછાત ખંડમાં ગણાય છે.

## મહાસાગરો.

આપણી પૃથ્વી પર આવેલા મહાન્ ખંડો વિષે તમે કેટલુંક જાણવા જોગ શીખ્યા. હવે તમને આ ખંડોને એક બીજાથી જુદા પાડનાર પાણીના મોટા ભાગ—મહાસાગરો વિષે કાંઇક જાણવાનું મળશે.

મહાસાગરો પાંચ છે. તેમનાં નામ પાસિફિક, આટ્લાન્ટિક, હિંદી, આર્કટિક ( ઉત્તર ) અને ઍન્ટાર્કટિક ( દક્ષિણ ) છે. મહા-

સાગરોનાં પાણી ખારાં હોય છે. બધા દરિયામાં પાણીની ખાર
એક સરખી હોતી નથી. જે સાગરોમાં મોટી મોટી નદીઓ મ
પાણી લાવીને ખાલવે છે તેમાં ખારાશ ઓછી હોય છે, અને જે
સખત તાપ પડવાને લીધે વરાળ રૂપે ઘણું પાણી ઉડી જતું હો
તેમાં ખારનું પ્રમાણ વધતું જાય છે અને ખારાશ ઘણી હોય
મહાસાગરોમાં પ્રવાહ હોય છે અને તેથી વહાણોને જવા આવવા
સગવડ મળે છે કે નડતર થાય છે, એ બાબત તમે આગળ શીખશે

**પાસિફિક મહાસાગર:**—પાંચે મહાસાગરોમાં આ મહાસા
મોટો અને ઉંડો છે. નામ પ્રમાણે એનાં પાણી શાંત નથી, પ
તેમા વારંવાર મોટા તોફાનો થાય છે. આ મહાસાગરમાં કેટલ
જગાએ પાણી એટલું ઉંડું હોય છે, કે હિમાલયનો ઉંચામાં ઉં
શિખરવાળો પર્વત આખો ડૂબી જાય. એશિઆ તથા ઑસ્ટ્રેલિ
અને ઉત્તર તથા દક્ષિણ અમેરિકાની વચ્ચે આ મહાસાગર આવે
છે. આ મહાસાગરમાં એશિઆને પૂર્વ કિનારે અને ઑસ્ટ્રેલિઆ
ઉત્તરે મોટા મોટા બેટો આવેલા છે, અને અમેરિકાના પશ્ચિમ કિન
અસંખ્ય નાના ટાપુઓ છે.

**આટ્લાન્ટિક મહાસાગરઃ**—યુરોપ તથા આફ્રિકા અ
ઉત્તર તથા દક્ષિણ અમેરિકાની વચ્ચે આ મહાસાગર આવેલો
પહોળાઈમાં પાસિફિકથી ઉતરતો પણ ઉપયોગિપણામાં તેનાથી ચઢ
છે. સમૃદ્ધિમાન અને વેપારરોજગારમાં આગળ વધેલા યુરોપ ત
અમેરિકાના દેશો વચ્ચે વહાણ–આગબોટો ઘણી સંખ્યામાં નિરંત
આવજા કરે છે, તેથી આટ્લાન્ટિક મહાસાગર વેપારવણજમાં ન
તર રૂપ નીવડવાને બદલે હાલ એક અતિ ઉપયોગી અને અગત્યને
વ્યવહારનો માર્ગ થઇ પડયો છે. ભૂમધ્ય સમુદ્ર કે જેના વડે મ
કાળમાં જુની દુનિયાનો વ્યવહાર ચાલતો, તે પણ આજ મહ
સાગરનો એક ફાંટો છે. દુનિયાની ઘણી મોટી મોટી નદીઓ એને
મળે છે.

**હિંદી મહાસાગરઃ**—આ મહાસાગર ઑસ્ટ્રેલિઆ અને આફ્રિકાની વચ્ચે અને હિંદુસ્તાનની દક્ષિણે આવેલો છે. એનો ઘણો ખરો ભાગ દક્ષિણ ગોળાર્ધમાંજ છે. એ પણ વેપારરોજગારનો એક જાણીતો માર્ગ છે. પૂર્વ આફ્રિકા, પશ્ચિમ ઑસ્ટ્રેલિઆ, અને દક્ષિણ એશિઆ, અને ખાસ કરીને દક્ષિણ હિંદ, એ દેશો વચ્ચેનો સઘળો વ્યવહાર આ મહાસાગર વડે ચાલે છે. એના બે મુખ્ય ખાંચા-અરબી સમુદ્ર અને બંગાળાનો ઉપસાગર આપણને જાણીતા છે. અરબી સમુદ્રમાં થઇને રાતા સમુદ્રમાં જવાય છે, અને ત્યાંથી સુએઝની નહેર વડે આટ્લાન્ટિક મહાસાગરના ભૂમધ્ય સમુદ્રમાં જઈ શકાય છે. હિંદી તથા પાસિફિક મહાસાગર એક બીજાને મળે છે, તે ભાગમાં બેટોનો એક મોટો સમૂહ જોવામાં આવે છે, તેને મલય દ્વીપસમૂહ અથવા ઇસ્ટ ઈન્ડીઝ નામ આપવામાં આવ્યું છે. એ બેટોમાં જાવા, સુમાત્રા અને બોર્નીઓ જાણીતા છે. આ ટાપુઓમાં સર્વ જાતના તેજાના થાય છે.

**આર્કટિક ( ઉત્તર ) મહાસાગરઃ**—આપણી પૃથ્વીની છેક ઉત્તરમાં આ મહાસાગર આવેલો છે, તેથી એને ઉત્તર મહાસાગર પણ કહેવામાં આવે છે. અહીં વરસનો ઘણો ભાગ અતિશય ઠંડી પડે છે, અને સાગરનું પાણી જામી જઇ બરફ થઇને રહે છે. આથી વહાણો કે આગબોટો તેમાં જઇ શકતાં નથી, અને વેપારરોજગાર માટે એ નિરુપયોગી છે. ઉનાળામાં બરફ થોડો ઘણો પીગળવાથી બરફના મોટા ડુંગર જેવા કકડાઓ પાણીના પ્રવાહ સાથે આટ્લાન્ટિક તથા પાસિફિક મહાસાગરમાં તણાઈ આવે છે, તેથી કેટલીક વાર આગબોટોને તેની સાથે અથડાવાનો ભય રહે છે.

**ઍન્ટાર્કટિક ( દક્ષિણ ) મહાસાગરઃ**—જેમ ઉત્તરમાં આર્કટિક તેમ દક્ષિણમાં ઍન્ટાર્કટિક મહાસાગર છે; પણ છેક ઉત્તરે જઇએ તોપણ આર્કટિક મહાસાગરનાં બરફનાં પડો નજરે પડે છે, તેમ છેક દક્ષિણમાં માલમ પડતું નથી, અને ઉલટું બરફથી ઢંકાયલો

જમીનનો મોટો ખંડ જણાય છે. તે ખંડને ઍન્ટાર્કટિકાનું નામ આપવામાં આવ્યું છે. છેલ્લાં પચાસ સાઠ વર્ષ થયાં, આ મહાસાગર અને તેની વચમાં આવેલા ખંડ વિષે શોધખોળ કરવાને સાહસિક ખલાસીઓ મહેનત કરી રહ્યા છે, અને તેમનામાંના યુરોપના નોર્વે દેશનો એમુન્ડસન અને અંગ્રેજી કેપ્ટન સ્કૉટ છેક દક્ષિણે પહોંચ્યા છે.

---

## ૫. પૃથ્વી: ઉંચા અને નીચા પ્રદેશ.

કોઈ પણ વાસણનું તળીયું ગમે તેવું ગોબાવાળું હોય, છતાં તેની અંદર પાણી રેડીએ તોપણ તેની સપાટી એકસરખી રહે છે. વળી બે ત્રણ વાસણોને નળી વડે જોડીએ અને તેમાંના એકમાં પાણી રેડીએ, તોપણ દરેક વાસણમાં પાણીની સપાટી તદ્દન એકસરખી માલમ પડે છે. આજ પ્રમાણે પૃથ્વી ઉપર મહાસાગરોનાં પાણી સપાટ અને એકસરખી ઉંચાઈએ રહે છે. પરંતુ જમીનની સપાટી એવી રીતે એકસરખી રહી શકતી નથી; કોઈ જગાએ ઉંચી, તો કોઈ જગાએ નીચી જમીન જોવામાં આવે છે. દરિયાની સપાટી બધે એકસરખી હોવાથી જમીનની ઉંચાઇ-નિચાઈ તેના ઉપરથી ગણાય છે. હિમાલયના સૌથી ઉંચા શિખર માઉન્ટ એવરેસ્ટની ઉંચાઈ ૨૯,૦૦૨ ફુટ કહેવાય છે; એટલે કે દરિયાની સપાટીથી એ શિખર એટલું ઉંચું છે. પૃથ્વીના કોઈ પણ ભાગ કે પ્રદેશની જમીન દરિયાની સપાટીથી ૬૦૦ ફીટથી વધારે ઉંચી હોય નહિ, તે ભાગ કે પ્રદેશને નીચો પ્રદેશ કહે છે. સામાન્ય રીતે જે પ્રદેશ ૧,૦૦૦ ફીટથી વધારે ઉંચો હોય, તેને ઉંચો પ્રદેશ કહી શકીએ. પર્વતો ઘણા ઉંચા હોય છે, પણ તેઓ કાંઇ ઉંચા પ્રદેશ કહી શકાય નહિ; પરંતુ પર્વતની હારોની વચ્ચે કે આસપાસ જમીનનો કાંઈક વિસ્તારવાળો ભાગ એટલી ઉંચાઇએ પહોંચ્યો હોય, તો તેજ ઉંચો પ્રદેશ કહેવાય.

નદીઓ ઉંચા પ્રદેશમાંથી નીકળે ખરી, પણ તેઓ દરિયાને મળે છે, તેથી તેનો વચલો અને છેલ્લો ભાગ નિચાણમાંજ હોય,

એ તમે સમજી શકશો. વળી નદીઓમાં પૂર આવે અને વખતો-વખત પોતાના માર્ગમાં આઘીપાછી થાય, એટલે તેની આસપાસની જમીન ઘસાઇ ખવાઇને નીચી થઈ જાય છે; તેજ પ્રમાણે દરિયા-કિનારા પર પણ જોવામાં આવે છે. આ ઉપરથી તમે સમજી શકશો, કે દેશોના કિનારા આગળ તેમજ મોટી નદીઓવાળા ભાગમાં પૃથ્વીના નીચા પ્રદેશો આવેલા છે, અને મોટા મોટા પર્વતોની હારોની વચ્ચે કે આસપાસ ઉંચા પ્રદેશો આવેલા છે.

હિંદુસ્તાનમાં પશ્ચિમ અને પૂર્વ ઘાટની વચ્ચે, અને વિંધ્ય અને સાતપુડાની દક્ષિણે, દખ્ખણ એક જાણીતો ઉંચો પ્રદેશ છે. વળી માળવા અને મધ્ય હિંદુસ્તાન ઉચ્ચ પ્રદેશો છે. ગુજરાત દરિયા આગળનો નીચો પ્રદેશ છે, અને હિમાલયની દક્ષિણે ગંગા નદીનો વિશાળ, ગીચ વસ્તીવાળો, ફળદ્રુપ અને અતિ અગત્યનો નીચો પ્રદેશ છે. સિંધુ નદીએ પણ બીજો નીચો પ્રદેશ બનાવેલો છે. દુનિયામાં સૌથી ઉંચો પ્રદેશ પામીર હિંદુસ્તાનની ઉત્તરે છે; તેને 'પૃથ્વીનું છાપરૂં' એવું નામ પણ આપવામાં આવે છે. હિમાલયની ઉત્તરે તિબેટનો ઉંચો પ્રદેશ એશિઆ ખંડમાં છે. તેવા ઉચ્ચ પ્રદેશો બીજા ખંડોમાં મળી આવતા નથી. વળી લગભગ આખો આફ્રિકા અને ઑસ્ટ્રેલિઆ ઉંચા પ્રદેશો છે. દક્ષિણ અમેરિકામાં ફક્ત હિમા-લયથી ઉંચાઈમાં ઉતરતા આંડીઝ પર્વતોની હારો છે, અને ત્યાં બોલિવીઆનો ઉંચો પ્રદેશ જાણવા જેવો છે. ઉત્તર અમેરિકામાં રોકી પર્વતની હારોની વચ્ચે ત્રણ ચાર ઉંચા પ્રદેશો છે. યુરોપમાં એવા ઉંચા પ્રદેશો આલ્પ્સ પર્વતની ઉત્તરે તેમજ સ્પેન તથા સ્કૉટલાંડમાં મળી આવે છે.

નીચા પ્રદેશોમાં સિંધુ–ગંગાનાં મેદાન ઉપરાંત ચીનમાં હોઆં-ગહો તથા યાંગ્સેક્યાંગનાં, મેસોપોટેમિઆમાં યુફ્રેતિસ–તૈગ્રિસનાં, અમેરિકામાં મિસિસિપી તથા આમાઝોનનાં, ઑસ્ટ્રેલિઆમાં મરે–ડાર્લિંગનાં, અને યુરોપમાં ઘણીખરી નદીઓનાં થએલાં વિશાળ મેદાનો ખાસ જાણવા જેવાં છે.

સામાન્ય રીતે નીચા પ્રદેશોમાં જમીન ફળદ્રુપ, પાક સારો, વસ્તી ગીચ, લોકો હોશિયાર, ચાલાક, અને સુધારામાં આગળ વધેલા, વ્યવહારના માર્ગ સહેલા અને સરળ, તેમજ વેપાર બહોળો હોય છે; ઉંચા પ્રદેશોમાં જમીન પહાડી, પાક જોઈએ તેવો નહિ, વસ્તી આછી, લોકો મહેનતુ અને ખંતીલા પણ કંઈક પછાત, વ્યવહારના માર્ગ કઠણ, અને વેપાર ઓછો જોવામાં આવે છે.

કેટલાક નીચા પ્રદેશો દરિયાની સપાટીથી પણ નીચા હોય છે, એટલે જો પુસ્તા અને દિવાલો બાંધવામાં ન આવે, તો દરિયાનું પાણી જમીન ઉપર તરત ફરી વળે છે. આવા નીચા પ્રદેશોમાં *બેલ્જિઅમ અને હોલાંડ નામના યુરોપીય દેશો જાણીતા છે.

---

## ૬. નકશો: જમીન અને પાણીનો ચિતાર.

સાધારણ રીતે આપણી પોતાની આંખે જોયા વિના કોઇ પણ બાબત આપણે માનતા નથી; પણ બધી જગાએ આપણે જઈ શકતા નહિ, તેથી કેટલીક વાર આપણે બીજાના વર્ણન ઉપર પણ ભરોસો રાખી જ્ઞાન મેળવવું પડે છે. તે ઉપરાંત ચિત્ર અથવા છબીથી પુરેપુરો નહિ, પણ ઘણો સારો ખ્યાલ આવી શકે છે.

કોઇ શિલ્પશાસ્ત્રી તમારા ઓળખીતાનું બાવલું બનાવે, અને જુદા જુદા રંગ ખુબીથી લગાડે, તો તમારો ઓળખીતો તમારી સામે આવીને ઉભો છે એવું તમને લાગશે. તમે કદાચ આગબોટ નહિ જોઈ હોય; પણ આગબોટના નમુના રૂપે વેચાતું રમકડું તો જોયું હશે, તે ઉપરથી તમને આગબોટનો ખ્યાલ આવી શકે. પરંતુ બધી ચીજોના નમુના મળવા કાંઈ સહેલા નથી. તેને અભાવે કોઇ સારૂં ચિત્ર હોય તોપણ કામ ચાલે; પણ ચિત્રકામ મુશ્કેલ છે. હાલ કેમેરા વડે રંગ વગરની સાદી છબી ઓછી મહેનતે સહેલાઇથી

---

* આખી પૃથ્વી પર દરિયાની સપાટીથી પણ નીચી ભૂમિ રૂપે એ બે દેશો અપવાદ રૂપ ગણાય.

પડી શકે છે. માણસની તેમ ઘરની પણ છબીઓ પાડવામાં આવે છે, અને તે વડે ઘર આઘેથી કેવું દેખાય છે તેની સમજણ પડે છે; પણ તે ઘરમાં કેટલા ઓરડા છે, ઓરડા મોટા કે નાના છે, એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવાને કયાં કયાં બારણાં છે, તે બધું ફક્ત છબીથી સમજી શકાતું નથી. તે માટે નકશો કે પ્લાન ઉપયોગી થઇ પડે છે. એજ પ્રમાણે પૃથ્વી અને તેના ખંડો તથા દેશો અને મહાસાગરોનો બરાબર ખ્યાલ આવે તે માટે નમુના કે નકશાઓની જરૂર પડે છે. તમારી શાળામાં પૃથ્વીના ગોળાનો નમુનો અને તેના જુદા જુદા ભાગોના નકશાઓ તમારા શિક્ષક તમને બતાવશે.

પૃથ્વી ઉપર પાણી અને જમીન એ બેઉ હોય છે. એ બન્નેને નકશામાં કેવી રીતે સ્પષ્ટ બતાવવાં? આપણે પાણી માટે ખુલ્લો ભુરો રંગ, અને જમીન માટે કોઇક બીજો ઘેરો રંગ વાપરવો જોઇએ; તેમજ જમીનના જુદા જુદા ભાગોને નિરાળા બતાવવા માટે બીજા રંગો વાપરી શકાય. છાપેલા નકશામાં આજ પ્રમાણે તમે જોયું હશે. કેટલીક વાર રંગ નહિ વાપરતાં પાણીવાળો ભાગ ધોળો, તો જમીનનો ભાગ કાળો બનાવવામાં આવે છે. વળી જમીનના જુદા જુદા વિભાગોને છુટા પાડવા હોય, ત્યારે એક ભાગમાં થોડે થોડે અંતરે આડી સીધી લીટીઓ, તો બીજામાં ઉભી લીટીઓ, વગેરે યુક્તિઓ કામે લગાડવામાં આવે છે.

જમીન ઉપર નદીઓ વહે છે, એટલે નકશામાં નદીઓ બતાવવા માટે ખુલ્લા ભુરા રંગની પાતળી લીટીઓ દોરી શકાય; પણ સામાન્ય રીતે નદીઓ માટે વાંકીચુંકી પાતળી કાળીજ લીટીઓ દોરવામાં આવે છે. જમીન ઉપર ઉંચા અને નીચા પ્રદેશો છે. નકશામાં તે શી રીતે બતાવવા? આવા કુદરતી વિભાગો બતાવવા માટે સાધારણ રીતે નીચા પ્રદેશ વાસ્તે જરાક ઘેરો લીલો રંગ, અને દરિયાની સપાટીથી ૬૦૦ ફીટથી ૧,૦૦૦ ફીટ સુધીના પ્રદેશો માટે ખુલ્લો લીલો રંગ વાપરવામાં આવે છે; તેમજ ઉંચા પ્રદેશ માટે

બ્રાઉન (તપખિરિયો) રંગ પણ વપરાય છે. પર્વતો બતાવવા માટે સહેલામાં સહેલી રીત એક જાડી કાળી લીટી દોરવાની છે.

---

## ૭. પ્લાનઃ માપનું જ્ઞાન.

તમારા વર્ગનો નકશો કે પ્લાન દોરતાં તમને આવડે છે? તમે શાળામાં કે ઘેર ચિત્રો દોરતા હશો. તમારા વર્ગના ઓરડાનું ચિત્ર દોરવા પ્રયત્ન કરો. ઘણું કરીને એવું ચિત્ર તમે બરાબર કાઢી શકશો નહિ. ઓરડાનો પ્લાન કેમ દોરવો તેની ખાસ રીત છે. આવાં ચિત્રો લંબાઈ પહોળાઈના ભાન વિના ખોટાંજ આવે; માટે જેનો પ્લાન કાઢવો હોય તેનું માપ ચોક્કસ કે આસરે લીધા વગર ચાલે નહિ. નાની ચીજોની લંબાઇ ઇંચ કે તસુમાં, તેનાથી મોટીની ફુટમાં, તેથી મોટીની ગજ કે વારમાં, અને તેથી પણ લાંબી માઇલ કે કોસમાં માપવામાં આવે છે.

તમારા વર્ગના ઓરડાની લંબાઇ તથા પહોળાઇ ડગલાં ભરી માપી જુઓ. દાખલા તરીકે લંબાઇ બાર ડગલાં અને પહોળાઇ નવ ડગલાં નીકળી, તો ઓરડાનો ઘાટ લંબચોરસ ઠર્યો. એનો પ્લાન બતાવવા કાગળ ઉપર બાર ડગલાં લંબાઇ તમે દોરી શકશો નહિ. ત્યારે શું કરવું? એક ડગલાને એક ઇંચ ગણી લઇએ તો કેમ? પ્લાન દોરવા માટે ઓરડાની લંબાઇ પહોળાઇ ૧૨ ઈંચ ને ૯ ઇંચ થશે. કાગળ ઉપર ૧૨ ઈંચ લાંબો અને ૯ ઈંચ પહોળો એક લંબ-ચોરસ તમે દોરો, એટલે વર્ગના ઓરડાનો પ્લાન તૈયાર થયો કહેવાય; પણ પ્લાનમાં ઈંચ તે ખરેખર કેટલું લાંબું છે તે જણાવવું જોઇએ; માટે આવા લંબચોરસની નીચે તમારે લખવું જોઇએ, કે એક ઈંચ એક ડગલાની બરાબર છે. સામાન્ય રીતે આવું લંબાણથી લખવા કરતાં ૧ ઈંચ=૧ ડગલું એમ લખવામાં આવે છે, અને તેને પ્લાનનો સ્કેલ કહેવામાં આવે છે. કદાચ તમારો કાગળ નાનો હોય, તો સ્કેલ આથી પણ નાનો રાખવો પડે. બે ડગલાંને એક ઇંચ ગણવો પડે;

કાગળ ઉપર લંબચોરસની લંબાઇ પહોળાઇ ૬ ઇંચ અને ૪½ ઇંચ રાખવી પડે, અને સ્કેલ ૧ ઇંચ=૨ ડગલાં લખવો પડે. ૧ ઇંચ=૩ ડગલાંનો સ્કેલ પસંદ કરીએ, તો લંબચોરસની લંબાઇ પહોળાઇ ૪ ઇંચ અને ૩ ઇંચ રાખવી પડે. છાપેલા નકશાઓમાં જમીનનું સાચું માપ જાણવા માટે આ પ્રમાણે સ્કેલ ૧ ઇંચ=૪૦૦ માઇલ કે એવું કાંઇ એક ખુણે છાપવામાં આવે છે. ડગલાંને બદલે વાર અથવા ફુટથી જો માપ લીધું હોય, તોપણ આજ પ્રમાણે પ્લાન દોરવા માટે સ્કેલ પસંદ કરી આકૃતિ દોરવામાં આવે છે. સ્કેલ વગરનો પ્લાન નકામોજ છે, એ તમારે અવશ્ય ધ્યાનમાં રાખવું.

હવે આ પ્રમાણે તમે પ્લાન દોર્યો, પણ ઓરડામાં કેટલાં બારીબારણાં છે, અને તે ક્યાં ક્યાં આવેલાં છે, તે પણ પ્લાન* ઉપરથી સમજાશે. ધારો કે ઓરડાની લંબાઈ–પહોળાઇ ૨૩ અને ૧૭ ફીટની છે. તેમાં બન્ને લાંબી ભીંતોમાં એકેક બારણું અને બબ્બે બારીઓ છે, અને દરેક ટુંકી ભીંતમાં બે બારીઓ છે. દરેક બારણા-ની પહોળાઇ ૩ ફીટ છે, અને દરેક બારીની પહોળાઇ ૨ ફીટ છે. લાંબી ભીંતને એક ખુણેથી શરૂ કરતાં ૪ ફીટને અંતરે બારીબારણાં આવેલાં છે, અને ટુંકી ભીંતમાં બારી અને ખુણા વચ્ચે ૪ ફીટનું, અને બન્ને બારીઓ વચ્ચે ૫ ફીટનું અંતર છે. આ બધું તમે પ્લાન-માં કેવી રીતે બતાવશો? પ્રથમ તો ૧ ઇંચ=૪ ફીટનો સ્કેલ નક્કી કરો, અને ૫¾ ઇંચ લાંબો અને ૪¼ ઇંચ પહોળો એવો લંબચોરસ દોરો. તેની લાંબી બાજુએ એક ખુણેથી ૧ ઇંચ માપી ટપકું મુકો, ત્યાંથી ¾ ઇંચ માપી બીજું ટપકું મૂકો. ત્યાર પછી ૧ ઇંચ, ½ ઇંચ, ૧ ઇંચ, ½ ઇંચને અંતરે ટપકાં મૂકો. તેજ પ્રમાણે એની સામેની લાંબી બાજુએ ટપકાં મૂકો. એક ટુંકી બાજુએ એક ખુણેથી ૧ ઇંચ, ½ ઇંચ, ૧¼ ઇંચ, ½ ઇંચને અંતરે ટપકાં મૂકો. લાંબી બાજુના ત્રીજા અને ચોથા ટપકા વચ્ચેની લીટી ભૂસી નાખો, એટલે ત્યાં બારણું

* શિક્ષકે પ્લાન દોરવો, ને વિદ્યાર્થીઓ પાસે દોરાવવો.

છે એમ ખ્યાલ આવશે. પહેલા અને બીજા તેમજ પાંચમા અને છઠ્ઠા ટપકાની વચ્ચેની લીટી ઝાંખી કરી નાખો, એટલે ત્યાં બારીઓ છે એમ સમજાશે. ટુંકી બાજુએ પણ એજ પ્રમાણે કરશો, એટલે પ્લાન બરાબર તૈયાર થશે. એની નીચે ૧ ઇંચ=૪ ફીટનો પસંદ કરેલો સ્કેલ લખો.

આવો એક બીજો પ્લાન તૈયાર કરો. તમને સમજાશે, કે આગલા ભાગમાં વચ્ચે મોટો ઓરડો અને આજુબાજુ બે નાના ઓરડા છે. પાછલા ભાગમાં ત્રણ સરખા ઓરડાઓ છે. ફુટપટીથી તમે બધી જગાએ માપ લેશો, અને આપેલા સ્કેલ વડે ઇંચને ખરા માપમાં ફેરવી નાખશો, તો તમને માલમ પડશે, કે આખા ઘરની લંબાઇ ૨૪ ફીટ અને પહોળાઇ ૧૬ ફીટ છે. તેમાં મોટો ઓરડો ૧૨×૮ ફીટનો, બાજુના નાના ઓરડા ૬×૮ ફીટના, અને પાછલો દરેક ૮×૮ ફીટનો છે. બારીબારણાં ક્યા છે અને કેવડાં છે એ પણ તપાસો. આટલેથી તમે તમારા ઘરનું ડગલાં કે ફુટપટીથી માપ લઇ એક પ્લાન તૈયાર કરી શકશો.

---

## ૮. અક્ષાંશ અને રેખાંશ.

તમે ચાર દિશા અને ચાર ખુણા વિષે શીખી ગયા છો. હવે કોઇ પણ વસ્તુના માપના જ્ઞાન સાથે તે ક્યાં છે તે જાણવા દિશા-જ્ઞાન પણ જરૂરનું છે. એક ઓરડામાં એક દડો પડેલો છે. તે ક્યાં છે એ જણાવવા તમે શું કહેશો? એના ઉત્તરમાં ધારો કે પશ્ચિમ તરફની ભીંતથી ૩½ ફીટ, અને દક્ષિણ તરફની ભીંતથી ૪½ ફીટ છે એમ કહેશો. મતલબ કે કોઇ પણ સપાટી ઉપર કોઇ પણ બિંદુનું સ્થાન બતાવવું પડે, અને સાધારણ રીતે પશ્ચિમ અને દક્ષિણ તરફની મુકરર લીટીઓ કલ્પવી જોઇએ. પછી તે બે લીટીઓથી બિંદુ કેટલા અંતરે છે તે જાણ્યું, એટલે તેનું સ્થાન આપણાથી સમજી શકાય છે.

પૃથ્વી ઉપર કોઇ શહેર કે ગામ ક્યાં છે, તે જાણવા માટે આજ પ્રમાણે આપણને બે લીટીઓની જરૂર છે. પૃથ્વી સપાટ આકૃતિ નથી;

તે એક ગોળ દડા જેવી છે, અને ભમરડાની માફક એક ધરીની આસપાસ ચકરચકર ફરેછે. પૃથ્વીની ધરી કાંઇ ભમરડાની આરના જેવી દેખાય એવી નથી; એ **કલ્પિત ધરી** છે. એ ધરીના બે છેડા **ધ્રુવ** કહેવાય છે; ઉત્તર તરફનો **ઉત્તર ધ્રુવ**, અને દક્ષિણ તરફનો **દક્ષિણ ધ્રુવ**. આ બે ધ્રુવની વચ્ચે, પૃથ્વીના ગોળ દડાના બરાબર બે સરખા ભાગ થાય એવી ગોળ લીટી કલ્પવામાં આવી છે, તે વર્તુળ વિષુવવૃત્તના નામથી ઓળખાય છે. કોઇ પણ વર્તુળના ૩૬૦ ભાગ કરવામાં આવે છે. અને તેવા દરેક ભાગને **અંશ** કહે છે. દરેક અંશની ૬૦ કળા અને દરેક કળાની ૬૦ વિકળા કરવામાં આવે છે. વિષુવવૃત્તના પણ ૩૬૦ અંશ હોય છે. વિષુવવૃત્તથી પૃથ્વીના બે ગોળાર્ધ થાય છે; ઉત્તર અને દક્ષિણ. કોઈ પણ ગામ, પર્વત, કે નદીની જગા વિષુવવૃત્તથી ઉત્તર–દક્ષિણ મપાય છે, અને તેનાથી ઉત્તરે કે દક્ષિણે આટલા અંશ આઘું એમ તે કહેવાય છે. વિષુવવૃત્તથી ધ્રુવ સુધી સમાંતરે વર્તુળો દોરીએ, તો તેના વડે કોઇ પણ ગામ, પર્વત વગેરે ઉત્તર કે દક્ષિણ તરફના કેટલા અંશના વર્તુળ ઉપર આવે છે, તેનાથી તેનું ઉત્તર કે દક્ષિણ માપ આપણને માલમ પડે છે. આ માપ **અક્ષાંશ**, અને આવાં વર્તુળો ઉત્તર કે દક્ષિણ **અક્ષાંશવૃત્તો** કહેવાય છે. પૃથ્વીનો ગોળો તમને તમારા શિક્ષક બતાવશે. તે ઉપર ધ્રુવ, વિષુવવૃત્ત, અને બીજાં ઉત્તર દક્ષિણ અક્ષાંશવૃત્તો તમે જોઇ શકશો. વિષુવવૃત્તથી ઉત્તર ધ્રુવ સુધી તેમજ દક્ષિણ ધ્રુવ સુધી ૯૦ અંશ છે, એટલે વિષુવવૃત્ત ઉપરજ કોઇ ગામ આવ્યું હોય તેના અક્ષાંશ શૂન્ય અંશ, ઉત્તર ધ્રુવના ઉત્તર અક્ષાંશ ૯૦ અંશ, અને દક્ષિણ ધ્રુવના દક્ષિણ અક્ષાંશ ૯૦ અંશ ગણાય છે. અંશ, કળા, ને વિકળા લખવા માટે તેના ચિહ્ન રૂપે અનુક્રમે ° ' " રાખવામાં આવ્યાં છે; એટલે ૧૫ અંશ, ૨૧ કળા, અને ૩૯ વિકળા લખવાં હોય, તો ૧૫°, ૨૧', ૩૯" લખવું બસ છે.

અક્ષાંશવૃત્તોનો બરાબર ખ્યાલ આવે, તે માટે એક લીંબુનાં સરખે અંતરે ચકતાં કાપી પાછાં બરાબર ગોઠવી દેશો, તો તેના કાપા

સ્પષ્ટ જણાશે. એ કાપાઓમાંનો વચલો તે વિષુવવૃત્ત, અને બાકીનાં તે અક્ષાંશવૃત્તો સમજો.

પરંતુ અક્ષાંશ જાણવાથી કાંઇ ચોક્કસ સ્થાન નક્કી થઈ શકતું નથી. તેમ કરવા માટે બીજી ચોક્કસ લીટીની જરૂર પડે છે. અક્ષાંશ ફક્ત ઉત્તર દક્ષિણનું માપ આપે છે; પણ પૂર્વ પશ્ચિમ માપ વગર સ્થાનનો ચોક્કસ નિર્ણય ક્યાંથી થાય? બન્ને ધ્રુવમાં થઇને કોઇ પણ વર્તુળ પસાર થાય, તો તેનાથી પણ પૃથ્વીના બે સરખા ભાગ બને છે. એવાં વર્તુળો વડે પૂર્વ પશ્ચિમ માપ આપણને મળી શકે છે; માટે અક્ષાંશવૃત્તોની માફક, એક ધ્રુવથી બીજા ધ્રુવ સુધી, વિષુવવૃત્તને સમાંતરે કાપે એવાં અર્ધ વર્તુળો કલ્પવામાં આવ્યાં છે. તેમને* યામ્યોત્તરવૃત્ત કહે છે. આવાં યામ્યોત્તરવૃત્તોમાંથી એક વર્તુળ પસંદ કરવું જોઇએ; કારણ કે એમ કરવાથીજ તેનાથી પૂર્વનાં કે પશ્ચિમનાં વૃત્તો ઉપર કોઇ જગા આવી છે કે કેમ તે જાણી શકાય. બધા દેશોમાં અક્ષાંશવૃત્તોમાં મુખ્ય પદ વિષુવવૃત્તને કુદરતી રીતે અપાય છે; પરંતુ યામ્યોત્તરવૃત્તો અથવા જેને રેખાંશવૃત્ત કહે છે તેમાં તેમ નથી. કોઈ એક પસંદ કરે છે, અને કોઈ બીજું. બ્રિટિશ સામ્રાજ્યમાં લંડનની પાસે આવેલા ગ્રીનિચમાં એક મોટી વેધશાળા છે, ત્યાં આવી આવી ગણતરી, અને તારામંડળ, ગ્રહમાળા વગેરેનું અવલોકન, અને તેનું ગણિત થાય છે. આથી સામાન્ય રીતે ગ્રીનિચમાંથી પસાર થતા યામ્યોત્તરવૃત્તને મુખ્ય વૃત્ત ગણવામાં આવ્યું છે. તેનાથી પૂર્વ પશ્ચિમ અંતર–રેખાંશ ગણવામાં આવે છે. યામ્યોત્તરવૃત્તનો બરાબર ખ્યાલ નારંગી વડે તમને મળી શકશે. નારંગીની છાલ કાઢી નાખો, એટલે તમને તેની પીસીઓના કાપા દેખાશે, તે આ રેખાંશવૃત્તોના જેવા છે. ગ્રીનિચના મુખ્ય યામ્યોત્તરવૃત્તની પૂર્વે ૧૮૦ અંશ અને પશ્ચિમે ૧૮૦ અંશ આવે છે, એ તમે પૃથ્વીનો ગોળો જોશો તો સહેલાઇથી સમજી શકશો.

---

* યામ્યા=દક્ષિણ+ઉત્તર=યામ્યોત્તર. યામ્યોત્તરવૃત્ત=રેખાંશવૃત્ત.




# અક્ષાંશ અને રેખાંશ.

પૂર્વ પશ્ચિમ અંતર ૩૬૦ અંશ છે. સૂર્ય પૂર્વમાં ઊગે છે, અને પશ્ચિમમાં આથમે છે. ૨૪ કલાક પછી પાછો પૂર્વમાં આવે છે; એટલે ૨૪ કલાકમાં સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો દેખાય છે, અથવા ખરૂં કહીએ તો પૃથ્વી ૨૪ કલાકમાં પોતાની ધરીની આસપાસ ફરી રહે છે. ૨૪ કલાકમાં ૩૬૦ અંશ, એટલે ૧ કલાકમાં ૧૫ અંશ, સૂર્ય દેખીતી રીતે પૃથ્વીની આસપાસ પૂર્વથી પશ્ચિમ તરફ ફરે છે. આથી જેમ જેમ કોઇ શહેર કે ગામ પશ્ચિમ તરફ આવે, તેમ તેમ ત્યાં સૂર્યોદય, મધ્યાહ્ન, અને સૂર્યાસ્ત મોડાં થતાં જાય છે, અને તે મોડાં થવાનું માપ—૧૫ અંશે એક કલાક એ હિસાબે મળી શકે છે. કોઇ પણ એક રેખાંશ કે યામ્યોત્તરવૃત્ત ઉપર આવેલાં ગામોમાં એકજ વખતે સૂર્યોદય, મધ્યાહ્ન, અને સૂર્યાસ્ત થાય છે. મુંબઇના રેખાંશ ૭૨ અંશ ૫૪ કળા પૂર્વ છે; તેથી ગ્રીનિચ અને લંડન કરતાં મુંબઇમાં

મધ્યાહ્ન વહેલો થશે, અને બન્ને સ્થળના સમયમાં, ૧૫° નો ૧ કલાક એટલે ૧ અંશની ૪ મિનિટ અને એક ૧ કળાની ૪ સેકંડ એ નિયમ પ્રમાણે, ૪ કલાક અને ૫૨ મિનિટનો ફેર રહે છે. મુંબઇ–સમય પ્રમાણે બપોરના બાર વાગ્યા હોય, ત્યારે ગ્રીનિચ–સમય પ્રમાણે સવારના ૭ કલાક અને ૮ મિનિટ થાય છે.

મદ્રાસના રેખાંશ ૮૦° ૨૪' છે, એટલે મુંબઈ અને મદ્રાસના ટાઇમ વચ્ચે બરાબર અર્ધા કલાકનો ફેર પડે છે; એટલે કે મદ્રાસ-ટાઇમ મુંબઈ કરતાં અર્ધો કલાક વહેલો છે. કલકત્તા મુંબઇથી પૂર્વે ૧૫° રેખાંશ પર છે, એટલે ત્યાંનો ટાઈમ મુંબઇ કરતાં એક કલાક વહેલો છે. દાખલા તરીકે મુંબઇમાં સવારના ૮ વાગ્યા હોય, ત્યારે મદ્રાસમાં ૮ ક–૩૦ મિ, અને કલકત્તામાં ૯ થાય. આ વખતને સ્થાનિક ટાઇમ કહે છે; કારણ કે સૂર્યની ગતિ ઉપરથી તે નક્કી થાય છે. દરેક મોટો દેશ કે પ્રાંત પોતાનો સ્થાનિક ટાઈમ રાખી શકે, પણ તેમાં જુદા જુદા દેશ કે પ્રાંતના માણસોને મુશ્કેલી વેઠવી પડે, તેથી અંગ્રેજ સરકારે હિંદુસ્તાનમાં હાલ એક સ્ટાન્ડર્ડ ટાઇમ નક્કી કરી દાખલ કર્યો છે. એ ટાઈમ પ્રમાણે ગ્રીનિચમાં સવારના સાત વાગ્યા હોય, ત્યારે આખા હિંદુસ્તાનમાં બપોરના સાડાબાર વાગ્યા હોય છે. આ વખત મુંબઈના સ્થાનિક વખતથી ૩૮ મિનિટ વધારે છે.

તમને અક્ષાંશ અને રેખાંશની બરાબર સમજ પડી હશે; છતાં તેની ખાતરી કરવા નીચેના સવાલોના જવાબ શોધી કાઢોઃ—

૧. તમારા નકશામાં જોઇ મુંબઇના અક્ષાંશ તથા રેખાંશ શોધી કાઢી તમારી નોટબુકમાં લખો.

૨. તેજ પ્રમાણે દિલ્હી, કલકત્તા, મદ્રાસ, કરાંચી, રંગુન, અલ્લાહાબાદ, લાહોર, નાગપુરના અક્ષાંશ અને રેખાંશ લખો.

૩. મુંબઈમાં જ્યારે બપોરના ત્રણ વાગ્યા હોય, ત્યારે કઇ જગાએ સાંજના ૬, અને કઇ જગાએ પાછલી રાતના બે વાગ્યા હશે?

## ૯. સૂર્યઃ પડછાયો.

સવારે પૂર્વમાં સૂર્ય ઉગ્યા પછી ધીમે ધીમે આકાશમાં ઉંચે ચઢતો જાય છે, અને બપોર પછી ધીમે ધીમે પશ્ચિમ તરફ નમતો જઈ સાંજે છેક અદૃશ્ય થઈ જાય છે, અને છેવટે રાત પડે છે. વળી સવારમાં સૂર્યનો તાપ બહુ લાગતો નથી, બપોરે ઘણોજ સખત લાગે છે, અને સાંજ પડવા આવે એટલે તાપ નરમ થતો જાય છે. સવારે અને સાંજે સૂર્યનાં કિરણો તીરકસ પડે છે, એટલે તાપ ઓછો લાગે છે; પણ બપોરે સૂર્ય માથે હોય ત્યારે તેનાં કિરણો સીધાં પડે છે, એટલે તાપ ઘણો લાગે છે.

હવે સૂર્ય કયારે ઉંચે ચઢી રહ્યો અને કયારે પશ્ચિમમાં નમવા માંડયો, તે કેવી રીતે નક્કી થઇ શકે ? આને માટે એક સહેલો ઉપાય છે. દરેક ચીજને અજવાળામાં રાખવાથી તેનો પડછાયો પડે છે. એવો પડછાયો બરાબર તપાસશો, તો તમને કાંઈ જાણવાનું મળશે. તમારી શાળાના કમ્પાઉન્ડમાં નાની સીધી લાકડીનો એક છેડો દાટો, અને લાકડી સીધી રાખો. પછી સવારે, બપોરે અને સાંજે એ લાકડીના પડછાયા તપાસી નિશાન કરો; સાંજે આ ત્રણ પડછાયા ઉપરથી તમને શું જાણવાનું મળ્યું ? સવારે પડછાયો લાંબો અને પશ્ચિમ તરફનો, બપોરે બે વાગે પૂર્વ તરફનો ખરો પણ ઘણોજ ટુંકો, અને સાંજે પડછાયો લાંબો ખરો પણ પૂર્વ તરફનો જોવામાં આવશે. આ ઉપરથી તમે સમજ્યા હશો, કે પ્રકાશમાન વસ્તુની સામેની બાજુએ પડછાયો પડે છે, અને જેમ તે વસ્તુનાં કિરણો તીરકસ તેમ પડછાયો લાંબો, અને જેમ કિરણો સીધાં તેમ પડછાયો ટુંકો હોય છે. આ દેખાવ દરરોજ નજરે પડે છે. સવારમાં પડછાયો લાંબો અને પશ્ચિમ ભણીનો હોય છે, તે ટુંકો થતો જાય છે. એમ ટુંકામાં ટુંકો થઈ રહ્યા પછી સૂર્યાસ્ત સુધી પશ્ચિમને બદલે પૂર્વ તરફ પડછાયો લંબાતો જાય છે. જ્યારે પડછાયો ટુંકામાં ટુંકો થાય છે, ત્યારે મધ્યાહ્ન થયા સમજવા. બરાબર માથા ઉપર ઉંચે સૂર્ય આવે,

ત્યારે બીલકુલ પડછાયો પડેજ નહિ, અને પડે તો ઘણોજ ટુંકો હોય છે.

કેટલા વાગ્યા તે જાણવા સારૂ આજકાલ ઘડિઆળો વપરાય છે; પરંતુ હજુ પણ ગામડાંમાં બધા પાસે ઘડિઆળ હોતી નથી. તમને કદાચ ખબર હશે કે લોકો પડછાયા જોઇને સમય આસરે કહી શકે છે. અસલના વખતમાં સૂર્યના તડકાના પડછાયા ઉપરથી, કલાક માપવાનું એક જાતનું ઘડિઆળ હતું, તેને અંગ્રેજીમાં સનડાયલ (Sun-Dial) એટલે સૂર્યચક્ર અથવા છાયાયંત્ર કહે છે. આપણે વાડામાં જેમ લાકડી દાટી ને પડછાયાની લીટીઓ દોરી હતી, તેમ આ સૂર્યચક્ર અથવા છાયાયંત્રમાં એક જાડા કાર્ડબોર્ડ (પુઠા) ની વચમાં એક સોય તે જગાના અક્ષાંશ પ્રમાણે ઉભી રાખેલી હોય છે, અને પુઠા ઉપર લીટીઓ પાડી તેને છેડે કલાકો લખેલા હોય છે. સૂર્યોદય વખતે તેનો પડછાયો પુઠા ઉપર જ્યાં પડે છે, ત્યાં છ કલાક માંડેલા હોય છે. જેમ વખત વધતો જાય છે, તેમ પડછાયો બદલાઈ પુઠામાં જે બીજા કલાકો લખવામાં આવ્યા હોય છે તેના ઉપર પડે છે, અને એ પ્રમાણે સવારથી સાંજ સુધી વખત માલમ પડે છે. આવું યંત્ર કેટલીક જુની વેધશાળાઓમાં જોવામાં આવે છે.

---

## ૧૦. હવાપાણીઃ ડુંગરી સ્થાનો.

પૃથ્વી ઉપર બધી જગાનાં હવાપાણી સરખાં હોતાં નથી. ઉનાળામાં બધી જગાએ તાપ પડે ખરો, પણ તે સરખો હોતો નથી. એજ પ્રમાણે શિઆળામાં કોઈ જગાએ ઠંડી ઘણીજ પડે છે, અને કોઈ જગાએ ઘણી ઓછી માલમ પડે છે. વળી વરસાદ પણ બધી જગાએ સરખો હોતો નથી. મતલબ કે પૃથ્વીના જુદા જુદા ભાગોમાં ગરમી, ઠંડી, અને વરસાદ ઓછાવત્તી અને જુદે જુદે વખતે પડે છે, તેથી જુદા જુદા દેશોનાં હવાપાણી કે આબોહવા જુદાં હોય છે.

ઉનાળામાં જ્યાં તાપ બહુ પડે છે, ત્યાંના કેટલાક લોકો શું કરે છે? તેઓ પોતાનું ગામ છોડી ઓછા તાપવાળા સ્થળમાં હવા

ખાવા ચાલ્યા જાય છે. વલસાડ પાસે **તીથલ**, સુરત પાસે **ડુમસ**, ગુજરાતની ઉત્તરે **આબુ** પર્વત, અને મુંબઈની દક્ષિણે **માથેરાન** કે **મહાબળેશ્વર**નાં શિખરો હવા ખાવાની જગાઓ છે. **તીથલ** અને **ડુમસ** દરિયાકિનારે આવેલાં છે, અને **માથેરાન**, **મહાબળેશ્વર** અને **આબુ** પર્વતો ઉપર ગરમી ઘણી ઓછી લાગે છે, એટલે કે ઉનાળામાં પણ ત્યાં શીતળ પવન વાય છે, અને ગરમી જણાતી નથી. દરિયા-કિનારા પર આવેલાં ગામોનાં હવાપાણી વિષે આગળ વાત કરીશું. હાલ પર્વતની ટેકરી પર આવેલાં ગામોનાં હવાપાણી વિષે જોઇએ.

સૂર્યમાંથી તાપ પડે છે; તેનાં કિરણો હવામાં થઇને જમીન ઉપર પડે છે, અને જમીન ગરમ થાય છે. પરિણામે જમીનની સપાટીને અડકીને રહેલી હવા ગરમ થાય છે. હવે હવા ગરમ થાય, એટલે તેનું કદ વધે છે અને પાતળી થાય છે; વળી ઠંડીથી દરેક વસ્તુ સંકોચાય છે અને ઘટ થાય છે. આમ જમીનની સપાટી આગળ રહેલી ગરમ હવા પાતળી થઇ ઉંચે ચઢે છે, અને ઉપરથી ઠંડી ઘટ હવા નીચે ઉતરે છે. ઉંચે જતાં જતાં પાતળી ગરમ હવા પોતાની ગરમી આસપાસ ફેલાવી દેવાથી ઠંડી પડે છે અને ઘટ થાય છે, અને નીચે ઉતરતાં ઉતરતાં ઠંડી ઘટ હવા જમીનની ગરમી શોષી લઈ ગરમ અને પાતળી થાય છે. આ પ્રમાણે ગરમ અને પાતળી તથા ઠંડી અને ઘટ હવાનો પ્રવાહ ઉંચે નીચે ચાલ્યા કરે છે.

પૃથ્વીની સપાટી આગળની હવા ગરમ અને જેમ જેમ તેનાથી ઉંચે જતા જઈએ, તેમ તેમ હવા ઠંડી માલમ પડે છે. આવાં કારણો-ને લીધે ઉંચા પ્રદેશોમાં ઠંડી વિશેષ પડે છે, અને પર્વતનાં શિખરો ઉપર નીચાં મેદાનોમાં પડતી ગરમીનો અનુભવ થતો નથી. જેમ જેમ દરિયાની સપાટીથી કોઇ સ્થળ ઉંચું, તેમ તેમ ત્યાં ગરમી ઓછી હોય છે. દર ૩૦૦ ફીટ ઉંચાઈએ ઉષ્ણતામાન ( ગરમીનું માપ ) ૧° અંશ ઓછું થતું જાય છે. એથીજ પર્વતનાં શિખરો ઉપર પણ ગામો વસાવવામાં આવ્યાં છે. મુંબઈ ઇલાકામાં આવા કારણે વસેલાં

ગામોમાં સૌથી જાણીતું મહાબળેશ્વર છે. આવાં ડુંગરી સ્થાન ( Hill-Stations ) હિંદુસ્તાનમાં ઘણાં છે. સીમલા, દાર્જિલિંગ, મસુરી, નૈનીતાલ, મરી, ઉત્તાકામંડ વગેરે ઉનાળામાં હવા ખાવા જવાનાં મથકો છે.

ડુંગરી સ્થાનો ઉપર હાલ તો લોકો ફક્ત હવા ખાવા જાય છે, પરંતુ પ્રાચીન અને મધ્ય કાળમાં ડુંગરી સ્થાનો ઉપર કિલ્લા બાંધવામાં આવતા હતા, અને દુશ્મનોની ચઢાઇ વખતે બચાવ માટે અતિ ઉપયોગી થઈ પડતા, તેથી રાજ્યોનાં પાટનગરો પણ આવાંજ સ્થળોએ સ્થાપવામાં આવતાં હતાં. કાઠિઆવાડમાં જુનાગઢના ગિરનાર ઉપર, પંચમહાલમાં ચાંપાનેરના પાવાગઢ ઉપર, અને મહારાષ્ટ્રમાં શિવાજીનું પાટનગર સિંહગઢ આવી જાતનાં જાણીતાં સ્થળો છે. વળી ડુંગરી સ્થાનોમાં ગરમી ઓછી, અને ત્યાં શહેરોની ખટપટ અને ઘોંઘાટ નહિ હોવાથી અને વસ્તી ઓછી હોવાથી પૂરી શાંતિ મળે છે. ત્યાંની કુદરત અતિ રળિઆમણી, હવા ચોકખી અને પાણી સારાં હોય છે.

---

## ૧૧. નદીઓ: મેદાનો–ખીણો.
## જમીનની આકૃતિઓ: નદીની જન્મકથા.

વરસાદ પડે ત્યારે કેવો દેખાવ થાય છે? રસ્તા ઉપર ફરી વળેલું પાણી ત્યાં ભરાઇ રહેતું નથી. જે તરફ જમીનનો ઢાળ હોય તે તરફ પાણી ચાલ્યું જાય છે. મતલબ કે એ પાણી પાસેની નદીમાં ખલવાઇ જાય છે. એ પ્રમાણે પાણી સહેલાઇથી નદીમાં ચાલ્યું જાય, તે માટે સુધરાઇખાતા તરફથી ખુલ્લી ગટરો ખોદવામાં આવે છે. પરંતુ જો પાસે નદી ન હોય, તો આખરે પાણી ધીમે ધીમે જમીનમાંજ પચી જાય છે, એટલે કે જમીનની માટીનાં છિદ્રોમાં થઇને ઉંડાણમાં ઉતરી પડે છે. જ્યાં સુધી પૃથ્વીના પડ ઉપરની માટી છિદ્રવાળી હોય, ત્યાં સુધી તો એ પાણી નીચેજ ઉતરી જાય છે એ

વાત ખરી, પણ થોડે ઘણે ઉંડાણમાં ચીકણી માટી આવે છે, અને તેમાં થઇને પાણી નીચે જઇ શકતું નથી.

જમીનની સપાટીમાં ઉંડો ખાડો પાડીએ, તો થોડે ઘણે ઉંડે ચીકણી માટી આવે છે, અને ત્યાં આજુબાજુથી છિદ્રવાળી માટીમાં થઇને પાણીનાં ઝરણ આવી તે ખાડામાં ભેગાં થાય છે. આવા ખાડાને આપણે કુવો કહીએ છીએ. કુવામાં જે પાણી આવે છે, તે જમીનની અંદરથી વહેતું આવે છે, એટલે જમીનના પડમાં રહેલા ખાર સાથે મળી જાય છે; તેથી કુવાનું પાણી વરસાદના પાણી જેવું સ્વાદમાં મીઠું લાગતું નથી, પણ જરા મોળું કે ખારૂં લાગે છે. ચીકણી માટીના પડ ઉપર પાણી રહીને ઢળાણ તરફ વહે છે, અને જ્યારે વહેતાં વહેતાં જમીનની સપાટી ઉપર કોઈ જગાએ આવી પહોંચે છે, અને તે બહાર નીકળીને વહે છે, ત્યારે તેને **ઝરો** કહે છે. આવા ઝરા ડુંગરી પ્રદેશમાં ઘણા હોય છે. મુંબઈથી પૂના જનારને રસ્તામાં સહ્યાદ્રિ પર્વતની હારોમાં ઠેકાણે ઠેકાણે આવા ઝરા જોવાનું બની આવે છે. માથેરાનમાં મૅલેટસ્પ્રિંગ (મૅલેટ સાહેબે શોધી કાઢેલો ઝરો) જાણીતો છે.

વરસાદનું ઘણું ખરૂં પાણી જમીનમાં ઉતરી પડતું નથી, પણ જમીનની સપાટી ઉપર વહી જઇ નદીઓમાં મળી જાય છે. હવે આવી નદીઓ ક્યાંથી થઇ? નદીઓ જમીન પર પડતું વરસાદનું પાણી વહી જવા માટે કુદરતે બનાવેલી છે. પર્વત તથા ડુંગરો ઉપરથી વરસાદનું પાણી નીચે ઉતરી પડે છે. પર્વતના ઝરાઓનાં પાણી ભેગાં થઇ જે તરફ જમીનનો ઢાળ હોય, તે તરફ પાણીનો રેલો ચાલવા માંડે છે; વળી આસપાસથી નીકળતા એવા બીજા રેલાઓ સાથે ભેગા થઇ જાય છે, અને પછી નદી બને છે.

વળી આગળ જતાં જતાં આ પ્રમાણે બનેલી એક નદી બીજી નદીઓ સાથે મળે છે, અને એમ ભેગી થએલી નદીઓમાંથી એક મોટી નદી થઈ દરિયામાં મળી જાય છે. પરંતુ [દરિયા તરફ જતાં માર્ગમાં મોટો ખાડો મળી આવે, તો નદીઓનું પાણી તેમાં ભરાઈ જાય, અને ત્યાં એક સરોવર પણ બને; આવી નદી

સરોવરને મળતી નદી કહેવાય છે. વળી કોઇક વાર ખાડાને બદલે રેતાળ જમીનમાં આવતી નદીઓનું પાણી પથરાઈ જાય છે, ત્યારે એવી નદીઓનું મુખ રણનેજ ગણવામાં આવે છે. આમ સમજાયુ હશે કે નદીઓનો જન્મ કે મૂળ પર્વતમાં હોય છે, અને તેનું મુખ સાગર, સરોવર, કે રણમાં હોય છે. તાપી અને નર્મદા દરિયાને મળે છે, રજપુતાનાની લુણી, તથા ઉત્તર ગુજરાતની બનાસ અને સરસ્વતી કચ્છના રણમાં પડે છે, અને રશિઆઇ તુર્કસ્તાનમાં સીરદર્યા અને આમુદર્યા નામની મોટી નદીઓ એરલ નામના સરોવરમાં પડે છે.

પર્વત ઉપરથી પાણી નીચે પડે, તે કાંઇક ઓછાવત્તા જોસથી અને વેગથી પડે એ દેખીતું છે, તેથી પર્વતોની બાજુઓ એટલા ભાગમાં ઘસાઇને ત્યાં નિકોરીઓ પડે છે. આમ કેટલોક વખત ક્રિયા ચાલુ રહે, એટલે પર્વતની ટુંકોના વચલા ભાગમા લાંબો ચીલો પડતો જાય છે, અને તે ચીલામાં થઇને નદીનું પાણી વહે છે. આ પ્રમાણે બનતા ચીલાને ખીણ કહે છે. ખીણ કાંઇ તદ્દન સીધી હોઈ શકે નહિ, એટલે નદી તેમાં સર્પાકારે વાંકીચુંકી વહે છે.

નદી વાકીચુંકી વહેવાથી એક બાજુ પર ઘસારો વધુ લાગે છે, જેથી તે તરફ જમીન ઘસાઈ ઘસાઇને સપાટ થવા માંડે છે. આ રીતે હજારો વર્ષ પછી નદીના બન્ને કિનારા ઉપર સપાટ જમીન થઇ ઘણા માઇલ સુધી એક સપાટ મેદાન બની રહે છે. વળી મુખ્ય નદીનું મેદાન તેની શાખાઓના મેદાનો સાથે મળી જાય છે, ત્યારે ઘણું મોટું મેદાન બને છે, અને તે મેદાન મુખ્ય નદીનો પ્રદેશ ગણાય છે.

સામાન્ય રીતે આ પ્રમાણે બનતાં નદીનાં મેદાનો બહુજ ફળદ્રુપ હોય છે. ત્યાં ખેતીવાડીનો ઉદ્યોગ સારી રીતે ચાલે છે, અને વસ્તી પણ ઘણી ગીચ હોય છે. ગંગાનો પ્રદેશ આ રીતે બનેલું વિશાળ મેદાન છે; તેમજ પંજાબ પણ સિંધુનું મેદાન ગણી શકાય. આ ઉપરથી તમે જોયું કે નદી જન્મ વખતે કુદરતી અને પછાડા મારતી હોય છે; તેમજ પ્રવાહ ઘણો વેગવાન અને નડતરને

ઘસી નાખવાની શક્તિવાળો હોય છે. ખીણોમાંથી પસાર થતાં નદી પહોળી થાય, પણ પ્રવાહનો વેગ ઓછો થાય; એટલે મોટા પત્થરને બદલે નાના પત્થરજ પાણી સાથે તેમાં ઘસડાઇ શકે. આથી ઘસારાની શક્તિ કાંઇક મંદ પડે, અને કાદવ-પત્થર સાથે ઘસડાતા બંધ થઇ કિનારા પર તેમજ તળીએ કાંઇક અંશે જામી રહેવા માંડે છે. ખીણમાંથી મેદાનમાં આવ્યા પછી શાખાએ. ભેગી થવાથી નદીમાં પાણી વધતું જાય, પટ પહોળો થાય, કાદવકીચડ જામતો જાય, પણ ઘસારાની શક્તિ વધુ મંદ પડે છે. નદીના છેવટના ભાગમાં એટલે કે મુખ આગળ પ્રવાહનો વેગ ઘણો ઓછો થઇ જાય છે, અને દરિયાના બીજી દિશામાં વહેતા પાણી સાથે સંયોગ થતાં નદીમાં ઘસડાઇ આવેલો કાદવકીચડ દિવસે દિવસે જામતો જઇ નદીના પાણીની સપાટી ઉપર તેના મુખ આગળ બેટ રૂપે બહાર આવે છે, એટલે નદીના બે ફાંટા પડી જાય છે. તેજ પ્રમાણે વધુ કાળ જતાં એકેક ફાંટાના બે એમ ફાંટાની સંખ્યા વધતી જાય છે, અને ફાંટાઓ વચ્ચે નવી જમીન બનતી જાય છે. આ જમીન ત્રિકોણાકૃતિવાળી હોવાથી તેને અંગ્રેજીમાં ડેલ્ટા ( Delta ) કહે છે; પણ દરિયામાં ભરતીનું જોસ ઘણું હોય, તો આ પ્રમાણે નદીના મુખ આગળ કાદવકીચડ ઠરતો નથી, અને ત્રિકોણાકૃતિવાળો પ્રદેશ ન બનતાં નદીનું મુખ પહોળું અને ઉંડું બને છે. ગંગા તથા સિંધુના મુખ આગળ સુંદર ત્રિકોણાકારવાળા પ્રદેશ બન્યા છે, અને તાપી અને નર્મદાનાં મુખ ઉંડાં અને પહોળાં રહ્યાં છે.

નદીઓનું મૂળ પર્વતમાં છે, અને પર્વતની બન્ને બાજુએથી પણ નદીઓ નીકળે છે; એટલે બે નદીઓને છુટી પાડવાનું કામ પણ પર્વત કરે છે. બન્ને તરફથી નીકળતી નદીઓ જુદી જુદી દિશામાં વહે છે, અને તે બેની વચ્ચે પર્વત, ડુંગર કે ઉંચી જમીન હોય છે, તો તેને જળક્ષેપક પ્રદેશ કહે છે. હિંદુસ્તાનમાં હિમાલય, સહ્યાદ્રિ, અને વિંધ્ય એ ત્રણ પર્વતની હારો અગત્યના જળક્ષેપક પ્રદેશો છે.

---

# વિભાગ ૨ જો.

---

## રાજકીય ભૂગોળ.

---

### ૧૨. એશિઆ ખંડ: સામાન્ય ભૂગોળ.

તમને માલુમ છે કે આપણો ગુજરાત હિંદુસ્તાનનો એક વિભાગ છે, અને એ દેશ એશિઆ ખંડમાં સમાયલો છે; માટે હવે એશિઆ ખંડ વિષે તમને વિશેષ માહીતી મળશે. એ વિગતો બરાબર સમજવા માટે તમારે ચીકણી માટી વડે એ ખંડનો નમુનો તૈયાર કરવો, અને તે ઉપરાંત એ ખંડનો નકશો પણ બનાવવો.

એશિઆ ખંડ પૃથ્વીના સઘળા ખંડોમાં સૌથી વિશાળ છે. એનો વિસ્તાર લગભગ પોણાબે કરોડ ચોરસ માઇલ છે, અને તેની અંદર પૃથ્વી ઉપરની તમામ જમીનનો ત્રીજો ભાગ આવી જાય છે. એની વધારેમાં વધારે લંબાઇ ૫,૩૦૦ માઇલ, અને પહોળાઇ ૩,૬૦૦ માઇલની છે. આ ખંડ ૧°૧૬' અને ૭૭° ૩૭' ઉત્તર અક્ષાંશની વચ્ચે આવેલો છે, એટલે વિષુવવૃત્તથી શરૂ થઇ તે છેક ઉત્તર ધ્રુવની નજીક પહોંચે છે. વળી આ ખંડ ૨૬° ૫' પુર્વ રેખાંશ અને ૧૬૯°૪૪' પશ્ચિમ રેખાંશની વચ્ચે આવેલો છે, એટલે એના પૂર્વ અને પશ્ચિમ ભાગોના મધ્યાહ્નકાળમાં લગભગ ૧૫ કલાકનો ફેર રહે છે. ટુંકમાં એટલુંજ કે જ્યારે તેની પૂર્વમાં સૂર્યોદય થાય, તે વખતે પશ્ચિમમાં સૂર્યાસ્તનો વખત આવી પહોંચે છે.

**સીમા:**—એશિઆ ખંડની ઉત્તરે આર્કટિક મહાસાગર, અને પૂર્વે પાસિફિક મહાસાગર છે. એ બે મહાસાગરો બહેરિંગની સામુદ્રધુનિથી જોડાએલા છે; વળી બહેરિંગની સામુદ્રધુનિથી એશિઆ ખંડ ઉત્તર અમેરિકાથી જુદો પડે છે. આ સામુદ્રધુનિ સાંકડી અને છીછરી છે; તેથી એમ અનુમાન થઇ શકે છે, કે એ સામુદ્રધુનિ પહેલાં

સંયોગિભૂમિ હશે, અને ઉત્તર અમેરિકા એશિઆ સાથે જોડાએલો હશે. આ અનુમાનને પ્રાણી, વનસ્પતિ, તથા ભૂમિરચના વગેરેના મળતાપણાથી



એશિઆ ખંડઃ ભૂમિરચના.

ટેકો મળે છે. એશિઆની દક્ષિણમાં હિંદી મહાસાગર આવેલો છે. હિંદી અને પાસિફિક મહાસાગરોનાં પાણી અગ્નિ કોણમા ભેગાં થાય છે, ત્યાં નાનામોટા ઘણા દ્વીપોનો સમૂહ આવેલો છે. આ દ્વીપો મલયદ્વીપસમૂહ કહેવાય છે. આ દ્વીપસમૂહ અને તેના દ્વીપોની વચ્ચે આવતી સામુદ્રધુનિઓ તપાસતાં આપણને એમ લાગે છે, કે પ્રાચીન કાળમા આ દ્વીપો એક બાજુથી એશિઆ ખંડને અને બીજી બાજુએ ઑસ્ટ્રેલિઆ ખંડને જોડતા હોવા જોઇએ. પ્રાણી અને વનસ્પતિ પણ આ અનુમાનને પુષ્ટિ આપે છે. એશિઆની પશ્ચિમે યુરલ પર્વત, યુરલ નદી, કાસ્પિઅન સમુદ્ર, કૉકેસસ પર્વત, કાળો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, અને રાતો સમુદ્ર આવેલા છે. ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રની વચ્ચેની સુએઝની સંયોગિભૂમિથી એશિઆ ખંડ આફ્રિકા ખંડ સાથે જોડાયલો હતો. હાલ વ્યવહારના માર્ગ સરળ અને ટુંકા કરવા માટે એ સંયોગિભૂમિમાં મોટી નહેર ખોદી રાતા સમુદ્રને ભૂમધ્ય સમુદ્ર સાથે જોડી દેવામાં આવ્યો છે, અને તેથી એશિઆ આફ્રિકાથી જુદો પડયો છે. આ ઉપરથી એશિઆ ખંડ પૃથ્વીના દરેક ખંડ સાથે હાલ નહિ તો પહેલા જોડાયલો હતો, એવું અનુમાન થઇ શકે છે.

**કિનારો:**—એશિઆની ત્રણ બાજુએ મહાસાગરો અને પશ્ચિમ બાજુએ કેટલાક સમુદ્રો આવેલા છે, છતાં કિનારો જોઇએ તેટલો ખુણાખાંચાવાળો અને ઉપયોગી નથી. ઉત્તરમાં આર્કટિક મહાસાગરમાં નિરંતર બરફ રહેવાથી ઉત્તર કિનારો દરિઆઇ માર્ગે વેપાર માટે અનુકૂળ નથી. પૂર્વ તરફ કિનારા બે છે; એક મુખ્ય ભૂમિનો, અને બીજો બેટોનો. આ કિનારા તરફ બેટોનું જાણે તોરણ ટાંગ્યું હોય એવું જણાય છે. એ તોરણ અને મુખ્ય ભૂમિની વચ્ચે નાના સાગરો અને સામુદ્રધુનિઓ આવેલી છે, તેથી વેપારરોજગારને અનુકૂળ પડે છે. ઉત્તર તરફથી જોતાં બહેરિંગ સમુદ્ર, ઓકોટસ્કનો સમુદ્ર, જાપાની સમુદ્ર, પીળો સમુદ્ર, તથા પૂર્વ અને દક્ષિણ ચિનાઇ સમુદ્ર

આવેલા છે, તેમજ જાપાન, ફોર્મોસા અને ફિલિપાઇનના મુખ્ય બેટો છે. દક્ષિણ દિશામાં હિંદી મહાસાગરના બે મુખ્ય વિભાગ અરબી સમુદ્ર અને બંગાળાનો ઉપસાગર છે; તે અરબસ્તાન, હિંદુસ્તાન અને હિંદી ચીન એમ ત્રણ દ્વીપકલ્પને છુટા પાડે છે. વળી ઈરાનનો અખાત અને સિઆમનો અખાત પણ જાણવા જેવા છે. પશ્ચિમનો કિનારો બહુ ટુંકો છે, અને તે વિષે કાંઇ ખાસ વિગત જાણવાની હાલ જરૂર નથી. એશિઆનો કિનારો આ પ્રમાણે બહુ ખુણા-ખાંચાવાળો ન હોવાથી તેમાં બંદરો ઓછાં છે, અને અંદરના ભાગોમાં હવાપાણી ઉપર દરિયાની અસર ઓછી થાય છે.

**પર્વતો અને ઉચ્ચપ્રદેશો**:—એશિઆ ઉચ્ચપ્રદેશનો ખંડ છે એમ કહેવાય ખરૂં. ઇશાન કોણથી આવતા સ્ટેનોવોઇ, યાબ્લો-નોઈ, આલતાઇ, ને થ્યાનશાન પર્વતો, પૂર્વથી આવતા કયુએનલુન પર્વત, અને અગ્નિ કોણમાંથી આવતા હિમાલય અને કારાકોરમ પર્વતો એક સ્થાનમાં સાથે ભેગા થાય છે; તે સ્થાન પામીરના ઉચ્ચપ્રદેશ તરીકે ઓળખાય છે. પૃથ્વીના સર્વ ઉચ્ચપ્રદેશોમાં તે ઉંચો છે, તેથી તેને 'પૃથ્વીના છાપરાની' ઉપમા આપવામાં આવી છે. કયુએનલુન પર્વત અને હિમાલયની વચ્ચે પણ તિબેટ નામનો એક અગત્યનો વિશાળ ઉચ્ચપ્રદેશ આવેલો છે. તેના કેટલાક ભાગો ૧૫,૦૦૦ ફીટ ઉંચા છે. વળી આલતાઇ અને કયુએનલુન પર્વતોની વચ્ચે પણ મોંગોલિઆનો ઉચ્ચપ્રદેશ આવેલો છે. હિમાલય પૂર્વ તરફથી દક્ષિણ તરફ ફંટાઇ જઈ બ્રહ્મદેશમાં આરાકાન–યોમા નામે ઓળખાઈ દરિયામાં અદૃશ્ય થઇ જાય છે, અને સુમાત્રા, જાવા વગેરે બેટોમાં પાછો દેખાય છે. પામીરની ગાંઠમાંથી પર્વતોની હારો બીજી બાજુએ પાછી નીકળે છે. નૈઋર્ત્ય કોણ તરફ સુલેમાન, હાલા, અને કિર્થાર નીકળે છે, અને બલુચિસ્તાનની દક્ષિણે પસાર થઇ ઇરાનના દક્ષિણ કિનારા આગળ ઝેગ્રોસ પર્વતના નામથી ઓળખાય છે. પશ્ચિમ તરફ હિંદુકુશ પર્વત અને એલ્બુર્ઝ પહાડ આવેલા છે. આ બન્ને ફાંટા

આર્મીનિઆના ઉચ્ચપ્રદેશમાં પાછા ભેગા થાય છે. હિંદુકુશ, એલ્બુર્ઝ તથા ઝેગ્રોસ પર્વતોની વચ્ચેનો પ્રદેશ પણ ઉંચો છે. તે ઇરાનના ઉચ્ચ-પ્રદેશ તરીકે જાણીતો છે. આર્મીનિઆની ગાંઠમાંથી વળી ફાંટા નીકળે છે, અને એશિઆ માઇનોરના ઉત્તર–દક્ષિણ કિનારા ઉપર નાના પર્વતોની હારો થઈ ઉચ્ચપ્રદેશ બનાવે છે.

એશિઆ ખંડ: ગિરિમાળા.

આ સાંકળના પર્વતો અને ઉચ્ચપ્રદેશો ઉપરાંત **એશિઆમાં** બીજા પર્વતો, પહાડો, અને ઉચ્ચપ્રદેશો પણ છે. **અરબસ્તાનનો** ઉચ્ચપ્રદેશ **એશિઆના** નૈઋર્ત્ય કોણમાં આવેલો છે. હિંદમાં **વિંધ્ય, પશ્ચિમઘાટ,** અને **પૂર્વઘાટની** વચ્ચે ત્રિકોણાકૃતિવાળો દખ્ખણનો ઉચ્ચપ્રદેશ તમને જાણીતો હશે. યુરોપ અને **એશિઆની** સરહદ ઉપર યુરલ અને કૅાકેસસ પર્વતો આવેલા છે. આ બધા પર્વતોમાં **સૌથી** ઉંચો હિમાલય પર્વત છે. એના **સંબંધી** વધુ માહીતી તમને આગળ આપવામાં આવશે.

**નદીઓ અને મેદાનોઃ**—સ્ટેનોવોઇથી પામીરના ઉચ્ચપ્રદેશ સુધીના પર્વતોમાંથી નીકળતી નદીઓ ઉત્તર તરફ જમીનના ઢાળની દિશામાં વહે છે, અને ઘણે ભાગે **આર્કટિક** મહાસાગરને મળે છે. આ નદીઓમાં મુખ્ય **ઓબી,** યેનીસી, અને **લીના** છે. એ ત્રણેનાં મેદાન ભેગાં થઈ એક વિશાળ મેદાન બનેલું છે. એ મેદાન **સૈબી-રિઆનું** છે. **સૈબીરિઆને** આ નદીઓ બહુ ઉપયોગમાં આવતી નથી; કારણ કે તેઓ જામેલા બરફવાળા ઉત્તર **મહાસાગરને** મળે છે, અને વળી શિઆળામાં તેમનાં પાણી પણ ઠરી જાય છે.

બીજો અગત્યનો જળક્ષેપક પ્રદેશ **હિમાલયનો** છે. તેમાંથી ગંગા, **સિંધુ,** અને **બ્રહ્મપુત્રા** નામની નદીઓ નીકળી હિંદી મહાસાગરને મળે છે. સિંધુ વિના **પંજાબ** અને **સિંધ** રણ જેવા થઇ જાત; ગંગા વડે **સંયુક્ત** પ્રાંતો, **બિહાર,** અને **બંગાળા** આબાદી પામ્યા છે, અને **બ્રહ્મપુત્રા આસામને** આશિષ રૂપ છે. આ નદીઓના પ્રદેશો સપાટ મેદાનો જેવા બન્યા છે. **હિમાલય** અને **ચીનના** પર્વતોમાંથી નીકળતી નદીઓમાં ઇરાવદી, **મિનામ** અને **મિકાંગ** છે. ઇરાવદી **બ્રહ્મદેશની** ગંગા ગણી શકાય. **મિનામ** તેજ પ્રમાણે સિઆમને, અને **મિકાંગ હિંદી ચીનને** ઉપયોગી છે. **ચીન** દેશના પર્વતોમાંથી પૂર્વ તરફ **વહેતી** નદીઓમાં મુખ્ય **આમુર, હોઆંગહો, યાંગ્સેકયાંગ** અને **સિકયાંગ** છે. તેઓ **પાસિફિક** મહાસાગરને મળે છે. **આમુરને લીધે**

મંચુરિયામાં, અને યાંગ્સેક્યાંગ તથા હોઆંગહોને લીધે ઉત્તર અને મધ્ય ભાગમાં ઉપયોગી મેદાનો બનેલાં છે.




એશિયા ખંડ: રાજકીય પ્રદેશો.

કુર્દિસ્તાન અને આર્મીનિઆના ઉચ્ચપ્રદેશમાંથી યુફ્રેટિસ અને તૈગ્રિસ નામે નદીઓ દક્ષિણ તરફ જઇ ઈરાની અખાત તરફ વહે છે, અને એ બે નદીઓનો પ્રદેશ મેસોપોટેમિઆના પ્રદેશ તરીકે જાણીતો છે. આ ઉપરાંત પામીરના ઉચ્ચ પ્રદેશમાંથી પશ્ચિમ તરફ સીરદર્યા અને આમુદર્યા નામે નદીઓ નીકળી એરલ સમુદ્રને મળે છે, અને પૂર્વ તરફ વહેતી તારિમ નદી લાબનોર નામના સરોવરને મળે છે. આ નદીઓને લીધે રશિઅન અને ચિનાઈ તુર્કસ્તાનનાં મેદાનો બનેલાં છે. આ નદીઓ સમુદ્રને બદલે સરોવરમાં પડે છે, એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. આ સર્વ નદીઓમાં લાંબામાં લાંબી યાંગ્સેક્યાંગ છે. તેની લંબાઈ ૩,૨૦૦ માઇલ છે, અને વ્યવહારના જળમાર્ગ તરીકે અતિ ઉપયોગી છે. આપણા દેશને માટે સૌથી ઉપયોગી નદી ગંગા છે.

---

## ૧૩. એશિઆ ખંડઃ રાજકીય પ્રદેશો.

એશિઆ ખંડના ઉંચા નીચા પ્રદેશો ધ્યાનમાં લઈ ઉત્તર, પૂર્વ, દક્ષિણ, નૈઋત્ય, અને મધ્ય એશિઆ એમ પાંચ વિભાગ પાડી શકાય. ઉત્તર એશિઆ એટલે સૈબીરિઆનું મેદાન; પૂર્વ એશિઆ એટલે ચીનનું મેદાન અને જાપાનના ટાપુઓ; દક્ષિણ એશિઆ એટલે હિંદ અને હિંદી ચીનનાં ફળદ્રુપ મેદાનો; નૈઋત્ય એશિઆ એટલે ઈરાન, અરબસ્તાન, કુર્દિસ્તાન, તથા એશિઆ માઇનોરના ઉચ્ચપ્રદેશો; અને મધ્ય એશિઆ એટલે પામીર, તિબેટ, તથા મોંગોલિઆના ઉચ્ચપ્રદેશો. આ પ્રમાણે એશિઆના કુદરતી વિભાગો પડી શકે; પણ હવે આપણે એશિઆ ખંડમાં આવેલાં રાજ્યો અને દેશો વિષે જોઇએ.

### અ. ઉત્તર એશિઆ, અને ઉત્તર તરફનાં મેદાનો.

### એશિઆઇ રશિઆ.

આ મોટો દેશ એશિઆ ખંડનો ત્રીજો ભાગ છે, અને તેમાં રશિઅન તુર્કસ્તાન, કૅાકેશિઆ અને સૈબીરિઆના પ્રદેશો આવેલા છે.

(૧) **રશિઅન તુર્કસ્તાનઃ**—કાસ્પિઅન સમુદ્ર, એરલ સમુદ્ર અને તેમના પ્રદેશો, અને તેની પૂર્વે આવેલા બાલ્કાસ સરોવરના પ્રદેશનો રશિઅન તુર્કસ્તાનમાં સમાવેશ થાય છે. આ પ્રદેશો રશિઅન હકુમતની દેખરેખ નીચે છે. મોગલ વંશનો પાદશાહ બાબર આજ તુર્કસ્તાનમાંથી હિંદમાં ઉતરી આવ્યો હતો. આ દેશ સપાટ, નિચાણ-વાળો, કળનો અને દરિયાથી દૂર આવેલો છે. આમુદર્યા અને સીરદર્યા નામની બેજ મોટી નદીઓ તેમા વહે છે; પરંતુ જેમ જેમ તેઓ તેમના મૂળથી આગળ વહે છે, તેમ નાની ને નાની થતી જાય છે. આમ છતાં ખેતી તથા પાણી માટે તેમના પરજ આધાર રાખવો પડે છે.

ઉનાળામાં હવા ઘણી ગરમ અને સુકી રહે છે, શિઆળામાં ઠંડીનું જોર પણ બહુજ હોય છે, અને વળી વરસાદ પણ બહુ થોડો વરસે છે; તેથી આખો પ્રદેશ ઉજ્જડ રહે છે. મુખ્ય પાક માત્ર ઘઉં, રૂ, તમાકુ, તથા કેટલાંક ફળ છે. આ દેશમા ઇરાનની શેતરંજીઓ તથા પિત્તળનાં વાસણો, રશિઆનું કાપડ, અને અરબી ઘોડા વેચાય છે.

રશિઆના યુરોપીય અને એશિઆઈ મુલકોનો વહેવાર સળંગ કરવા માટે રશિઆની સરકારે એક મોટી રેલ્વે બાંધી છે. તેની સાથે આ દેશનાં ગામોને પણ જોડી દેવામાં આવ્યાં છે. એ રેલ્વે પર આ દેશનું મર્વ નામનું ગામ આવેલું છે, અને આમુદર્યાને બીજે પાર બોખારા નામનું જાણીતું ગામ છે. તેમાં મસ્જિદો ઘણી છે, અને પ્રજા મુસલમાન છે. સમરકંદ એક પ્રખ્યાત અને વ્યાપારી શહેર છે. એ શહેર તૈમુરની રાજધાની હતું. વળી સીરદર્યા ઓળંગીને જતાં તાશકંદ શહેર છે; તેમાં રશિઅન ગવર્નર રહે છે. અહીંથી રૂ, રેશમ, ને સુકાં ફળો યુરોપમાં જાય છે, ને યુરોપથી બીજો સામાન ત્યાં આવે છે.

પૂર્વ કાળમાં આ દેશ સમૃદ્ધ હતો, અને ત્યાં બળવાન્ રાજ્યો જામ્યાં હતાં. ઇરાન સાથે વારંવાર થતા વિગ્રહોમાંના એક પ્રસંગમાં તુર્કસ્તાન અથવા તુરાન તરફથી સોહરાબ, અને ઇરાન તરફથી તેના બાપ રૂસ્તમનાં પરાક્રમો અને દ્વંદ્વયુદ્ધની વીરકથા મહાન્ કવિ ફિરદોસી-

એ શાહનામામાં ગાઇ છે. મધ્ય કાળમાં તૈમુર મહા પરાક્રમી રાજા થયો, ને તેણે હિંદુસ્તાન તેમજ યુરોપીય દેશો પણ ધ્રુજાવ્યા હતા. એજ દેશના લોકોએ યુરોપ તરફ પ્રયાણ કરી યુરોપમાં તુર્કી સામ્રાજ્યનો પાયો નાખી કૉનસ્ટન્ટિનોપલ ( ઈસ્તમબુલ ) માં રાજધાની સ્થાપી. આ દેશ રશિઆના સામ્રાજ્યમાં જોડાઇ ગયો હતો; પણ ઇ. સ. ૧૯૧૪માં મહાન્ યુરોપીય વિગ્રહ થયો, ત્યારથી આ દેશ રશિઆથી સ્વતંત્ર થયો છે.

**(૨) કૉકેશિઆ:**—કાળા અને કાસ્પિઅન સમુદ્રની વચ્ચેનો કૉકેસસ પર્વત આ પ્રદેશમાં થઇને જતો હોવાથી એનું નામ કૉકેશિઆ પડ્યું છે. આ ઉંચા પ્રદેશનો ઘણો ભાગ ઉજ્જડ છે, પરતુ દક્ષિણમાં કાસ્પિઅન સમુદ્ર તરફ વહેતી નદીનો ભાગ ફળદ્રુપ છે. ત્યાં ઘઉં, મકાઈ, દ્રાક્ષના વેલા, નારંગી અને શેતુર વગેરે ફળો થાય છે. આ દેશના ડુંગરામાથી સોનું, રૂપું વગેરે મળી આવે છે. કાસ્પિઅન સમુદ્રના છેડા આગળના પ્રદેશના નાકા પર બાકુ નામનું બંદર આવેલું છે; ત્યાં કેરોસીનના ઘણા કુવાઓ છે. કાળા સમુદ્ર ઉપરના બાટુમ બંદર સાથે એને રેલવેનો સંબંધ છે, તેથી બાટુમ થઇને આગબોટો મારફતે કેરોસીન દેશાવર જાય છે. આખી દુનિયામાં કેરોસીનના વેપારી બંદર તરીકે બાટુમ જાણીતું છે. એજ રેલવે ઉપર તિફ્લીસ નામનું આ દેશનું મુખ્ય શહેર આવેલું છે. ઇ. સ. ૧૯૧૪માં શરૂ થએલા મહાન્ યુરોપી વિગ્રહ પહેલાં કૉકેશિઆ રશિઆને તાબે હતું. હાલ એનાં બે સ્વતંત્ર રાજ્યો કરવામાં આવ્યાં છે.

**(૩) સૈબીરિઆ:**—રશિઆઇ તુર્કસ્તાનથી જેમ આપણે આગળ વધીએ છીએ, તેમ સૈબીરિઆનું મેદાન આવે છે. એ દેશ રશિઅન હકુમતની દેખરેખ નીચે છે; એની દક્ષિણની જમીન ભેજવાળી, લીલા ચારાવાળી, અને કેટલેક અંશે ફળદ્રુપ માલમ પડે છે. શિઆળામાં ઘણી ઠંડી અને ઉનાળામાં ગરમી ઘણી સખત પડે છે; એટલે આપણા જેવો પાક ત્યાં થતો નથી. એમની મુખ્ય જાત કિર્ઘિઝના નામથી જાણીતી છે.

સૈબીરિઆના મધ્ય ભાગમાં જંગલનું પ્રમાણ વધારે છે, અને તેમા મોટાં મોટા જંગલી ઝાડો માલમ પડે છે. આથી ત્યાં વરસાદ વધારે પડે છે, પણ શિઆળામાં ઠંડીનું જોર વિશેષ હોવાથી અનાજ બરાબર પાકી શકતું નથી. ઉત્તરના ભાગમાં તો ઠંડી અતિશય હોય છે, એટલે ઘાસ સિવાય ઝાડપાન તો ઉગી શકતાજ નથી; તે ટુંડ્રના મેદાનના નામથી ઓળખાય છે. તેના ઉપર રેન્ડીઅર નામનાં એક જાતના હરણનાં ટોળાં ચર્યા કરે છે. બરફ ઉપર સહેલાઇથી ઘસડી શકાય તેવી ગાડીઓમાં રેન્ડીઅરને જોડવામાં આવે છે. ટુંકામાં કહીએ તો ઉત્તર તરફના પ્રદેશમાં વસ્તી ઘણી ઓછી છે, અને પ્રજા અર્ધી જંગલી અવસ્થામાં માલમ પડે છે.

આ મોટા મેદાનની દક્ષિણે આલ્તાઇ, યાબ્લોનોઇ અને સ્ટેનોવોય ડુંગરોની હારો આવેલી છે. ત્યાં સોનું, રૂપું, સીસું, ત્રાંબું, લોઢું અને કોલસાની ખાણો છે. રશિઆની સરકારે આ કિંમતી ખનિજની અભિવૃદ્ધિ કરવા તથા દેશને વધારે ખીલવવા રેલવેની એક સડક નાખી છે. તે ૪,૦૦૦ માઇલ લાંબી છે, અને તે પૂર્વે પાસિફિકથી પશ્ચિમે આટ્લાન્ટિક મહાસાગર સુધીના પ્રદેશોનો વ્યવહાર સાંધે છે. મુખ્ય શહેર ઇર્કુટસ્ક છે. તેમાં પહોળા મહોલ્લાઓ, શાળાઓ, દેવાલયો, સુંદર દુકાનો, અને ભવ્ય મકાનો આવેલાં છે. છેક પૂર્વ કિનારે વ્લાડિવોસ્ટોક નામનું બંદર છે. તે પાસિફિક મહાસાગર ઉપર રશિઆનું વેપારનું મોટું મથક છે. ચીન અને જાપાનની ચા, અને યુનાઇટેડ સ્ટેટ્સનો જે માલ પાસિફિક મહાસાગરમાં થઇને વ્લાડિવોસ્ટોક આવે છે, તે સઘળો આ મોટી રેલવે-સડક મારફતે યુરોપ જાય છે.

રશિઆના જન્મદેશનિકાલની શિક્ષા પામેલા કેદીઓ તેમજ રાજદ્વારી ગુનેગારોને સૈબીરિઆ મોકલવામાં આવતા, પણ ટ્રાન્સ-સૈબીરિઅન-રેલવે થતાં આ દેશનું ભવિષ્ય સુધર્યું છે. વખત જતાં સૈબીરિઆ સમૃદ્ધ અને આગળ પડતા દેશોની ગણતરીમાં આવશે એવો સંભવ છે.

## ૫. નૈઋત્ય એશિઆ, અને તેના ઉંચા પ્રદેશો.

પામીરની ઉંચી પર્વતગાંઠ, એશિઆ માઇનોરનું છેવટનું પશ્ચિમ બિન્દુ, અને અરબસ્તાનનો દક્ષિણનો ભાગ, એ ત્રણને જોડનાર ત્રિકોણાકૃતિમાં પશ્ચિમના ઉંચા પ્રદેશ–ઇરાન, અરબસ્તાન અને એશિઆઇ તુર્કસ્તાનનો સમાવેશ થાય છે.

**(૧) ઇરાનના ઉંચા પ્રદેશો**:—પર્શીઆ, અફગાનિસ્તાન, અને બલુચિસ્તાન મળીને ઇરાનના ઉંચા પ્રદેશો થાય છે.

**(अ) પર્શીઆ**:—પર્શીઆની ઉત્તરે કાસ્પિઅન સમુદ્ર, દક્ષિણે ઇરાન અને ઓમાનના અખાતો, પશ્ચિમે યુફ્રેટીસ અને તૈગ્રિસની ખીણો, અને પૂર્વમાં પર્વતો આવેલા હોવાથી દેશની અંદર જવું બહુ મુશ્કેલ પડે છે. એના નૈઋત્ય ખુણામાં અને ઉત્તરમાં એલ્બુર્ઝ પર્વતો આગળ વરસાદ સારો થાય છે: એ સિવાય આખા દેશમાં વરસાદ નહિ જેવો થાય છે, છતાં પર્વતના ઝરાઓ અને નાની નદીઓમાંથી નહેરો ખોદી થોડી ઘણી ખેતી કરવામાં આવે છે.

ઢોરો ચરાવવાનો તથા બકરા અને ઊંટના વાળમાંથી શેતરંજી બનાવવાનો ઉદ્યોગ મુખ્યત્વે કરીને લોકો કરે છે. સુકી હવા અને ગરમીને લીધે અંજીર, બદામ, પીચ, દ્રાક્ષ, ખજુર વગેરે મેવો ત્યાં થાય છે. પર્શીઆનું ક્ષેત્રફળ હિંદુસ્તાન કરતાં અર્ધું છે, છતાં મુંબઇ ઇલાકા જેટલી વસ્તી પણ ત્યાં નથી. રેલવેનું તો નામજ નથી. અરબ વેપારીઓ અમુક રસ્તે વેપારને અર્થે ઊંટ અને ઘોડા ઉપર જતા હતા, તે રસ્તા ઉપર કેટલાક શહેરે છે.

હિંદુસ્તાનથી પર્શીઆ જવા માટે મુંબઈ અથવા કરાંચીથી આગબોટમાં બેસવું પડે છે. ઓમાનનો અખાત ઓળંગીને બંદરઆબાસ અથવા બુશાયર બંદરે જવાય છે. એ બંદરેથી ખજુર, ઘોડા અને મોતી હિંદુસ્તાન ચઢાવવામાં આવે છે. ત્યાંથી અરબોને રસ્તે થઇને શિરાઝ, ઇસ્પહાન અને તહેરાન જવાય છે. ઇસ્પહાન એ આ દેશનું જુનું પાટનગર હતું. હાલનું પાટનગર તહેરાન છે.



એશિયાના પશ્ચિમ-પ્રદેશો.

ત્યાં પર્શીઆના શાહનાં સગાંવહાલાં તથા અમીરઉમરાવો રહે છે. ઉત્તર સીમા પર તબ્રીઝ છે. એ શહેરને પર્શીઆનો 'કુદરતી વ્યાપારી દરવાજો' કહે છે; કારણ કે ત્યાં આગળ બીજા વ્યાપારી માર્ગો મળે છે.

પર્શીઆમાં પૂર્વ કાળમાં સમૃદ્ધિની રેલછેલ હતી, સાહિત્યની ઘણી ખીલવણી થઇ હતી, અને સાદી, હાફિઝ જેવાં કવિરત્નોએ તેમની સુંદર અને મીઠી ભાષાનું ગૌરવ વધાર્યું હતું. હાલ હિંદુસ્તાનમાં વસતા પારસીઓનું મૂળ વતન પર્શીઆ છે. વખત જતાં ઇરાન દેશની ખરાબ સ્થિતિ થવા લાગી, અને એશિઆના નિર્બળ દેશોમાં એની ગણતરી થતી. એના ઉત્તર તરફના ભાગમાં રશિઆએ પગપેસારો કર્યો. દક્ષિણમાં ત્યાં નીકળના કેરોસીન વગેરેથી તથા ઇરાનના અખાતના કિનારા પર વ્યાપારી સગવડોથી લલચાઇ અંગ્રેજોએ શાંતિમય પ્રવેશ કર્યો; ફક્ત વચલો ભાગ પર્શીઆના શાહની સ્વતંત્ર સત્તામાં રહ્યો હતો. પરંતુ રાજ્યક્રાન્તિ થતાં હાલ પહેલવી વંશની સ્થાપના થઇ છે. હિંદુસ્તાન અને યુરોપ વચ્ચે સળંગ રેલવે-વ્યવહાર ચાલુ કરવા ઇરાનમાં રેલવે-સડક બાંધવાની યોજના થઇ હતી, પરંતુ હાલ તે બંધ રહી છે.

**(ब) અફ્ગાનિસ્તાન અને બલુચિસ્તાનઃ**—આ ઉંચા પ્રદેશો હિંદુસ્તાન અને પર્શીઆની વચ્ચે આવેલા છે. તેઓ આબોહવામાં પર્શીઆના જેવાજ છે; માત્ર તેમનો મુલક પહાડી છે. દરિયાની સપાટી કરતાં એ દેશો ૨,૦૦૦ ફીટ ઉંચા છે, અને તેમાં ઠામઠામ રેતી, ડુંગરા, અને બરફથી ઢંકાએલા પર્વતો નજરે પડે છે. કાબુલ નામની એકજ મોટી નદી છે. એ નદી સિંધુ નદીની શાખા હોઈ એને અટક શહેર આગળ મળે છે. એની ખીણમાં કાબુલ નામનું પાટનગર વસેલું છે. મુલક પહાડી હોવાથી જ્યાં જ્યાં પહાડી માર્ગો મળે, ત્યાં મોટું શહેર વસે; એ પ્રમાણે અફગાનિસ્તાનનાં મુખ્ય ત્રણ શહેર કાબુલ, કંદહાર અને હેરાત વસેલાં છે. દક્ષિણ સરહદ પર

કંદહાર, અને પશ્ચિમ સરહદ પર હેરાત છે. કાબુલ અને કંદહારમાં થઇને વ્યાપારી ધોરી રસ્તાઓ સુલેમાન પર્વતોમાં થઇને હિંદુસ્તાનમાં સિંધુ નદીના પ્રદેશમાં જાય છે. પેશાવર જવાના રસ્તા ઉપર ખૈબરઘાટનો ડુંગરી માર્ગ આવે છે, અને કંદહારથી સિંધુ નદીના પ્રદેશના રસ્તા પર બોલનઘાટનો બીજો ડુંગરી માર્ગ છે. ખૈબરઘાટના રક્ષણાર્થે જેમ પેશાવર મોટું લશ્કરી મથક છે, તેમ આ માર્ગનું સંરક્ષણ કરવા માટે કવેટામાં એક મજબુત કિલ્લો બાંધવામાં આવ્યો છે, અને ત્યાં મોટું લશ્કર રહે છે. આ માર્ગથી રૂ, ચા, અને ખાંડ ત્યાં જાય છે, અને ઊન તથા સુકો મેવો આપણે ત્યાં આવે છે.

અફગાનિસ્તાનના રાજાને 'અમીર' કહે છે. રાજ્યવહીવટમાં એની કુલ સત્તા ચાલે છે. પ્રજા અફઘાન છે, અને તેઓ સુન્ની મુસલમાનો છે. તેઓ પુશ્તુ અને ફારસી ભાષા બોલે છે. અફગાનિસ્તાનની એક બાજુએ હિંદી સામ્રાજ્ય અને ઉત્તરે રશિઆનો અમલ છે, એટલે બે બળવાન રાજ્યોની વચ્ચે એ આવેલું છે. રશિઆ આ દેશમાં પોતાની લાગવગ વધારવા પ્રયત્ન કરે છે, પરંતુ હિંદુસ્તાન અને અફગાનિસ્તાન વચ્ચે સારી મિત્રાચારી હોઈ તેમ બની શકતું નથી. હાલ અફગાનિસ્તાનમાં રાજ્યક્રાન્તિ તથા અંધાધુંધી વ્યાપી રહ્યાં છે.

બલુચિસ્તાનનો કેટલોક ભાગ બ્રિટિશ બલુચિસ્તાન કહેવાય છે. કેટલાક ભાગનો વહીવટ બ્રિટિશ સત્તા નીચે એજન્સિથી થાય છે, અને બાકીનો દેશી રાજ્યોના હાથમાં છે. ખિલાત અને લાસબેલા નામનાં બે દેશી રાજ્યો એમાં આવેલાં છે.

**(૨) એશિઆઇ તુર્કસ્તાનઃ**—પશ્ચિમમાં એશિઆ માઇનોર, ઉત્તરે આર્મીનિઆ, નૈઋત્યમાં સિરિઆ અને પાલેસ્ટાઇન, અને અગ્નિ કોણમાં મેસોપોટેમિઆ એમ એ બધા દેશો, અને અરબસ્તાનનો પશ્ચિમ કિનારો મળીને એશિઆઈ તુર્કસ્તાન બને છે. એ તમામ દેશો તુર્કસ્તાનના પાદશાહને તાબે છે, અને તેનું પાટનગર યુરોપમાં આવેલું કૉનસ્ટન્ટિનોપલ છે. રાજ્યધર્મ ઇસ્લામ છે.

(अ) **એશિઆ માઇનોરઃ**—આ દેશ જેને ઍનેટોલિઆ પણ કહે છે, તેમાં કેટલીક નદીઓ માલમ પડે છે. વળી કાળા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રમાંથી વરસાદનાં વાદળાં ધસડાઈ આવે છે, તેથી આ દેશ એના જેવા બીજા દેશો કરતાં વધારે ફળદ્રુપ થયો છે. પશ્ચિમ કિનારા પર સ્મર્ના બંદર આવેલું છે, અને ત્યાંથી સુકો મેવો, રૂ, શેતરંજી, ઊન વગેરે પરદેશ જાય છે. સ્કુટરી બીજું બંદર છે. તે બોસ્પરસ સામુદ્રધુનિ પર આવેલું છે. ટ્રેબિઝોન્ડ કાળા સમુદ્ર ઉપર એક કિલ્લા રૂપે આવેલું છે, અને ઉત્તરના પ્રદેશનું વ્યાપારનું મથક છે. આ દેશમાં રેલવેની સડક બાંધેલી છે. કૉનસ્ટન્ટિનોપલથી નીકળતી રેલવે સ્મર્નાની રેલવેને મળે છે, અને પૂર્વ તરફ એલેપ્પો આગળ જાય છે; આથી એશિઆનો પશ્ચિમનો ભાગ યુરોપ સાથે જોડાય છે.

(ब) **સિરિઆ અને પાલેસ્ટાઇનઃ**—ભૂમધ્ય સમુદ્રના કિનારાના ઉત્તર તરફના ભાગને સિરિઆ, અને દક્ષિણ તરફના ભાગને પાલેસ્ટાઈન કહે છે. ત્યાં હવાપાણી સાધારણ છે, અને વસ્તી આછી છે. દમાસ્કસ નામનું એક જાણીતું શહેર ત્યાં આવેલું છે; તે અસલથી અરબ લોકોના વ્યાપારી માર્ગોનું મથક છે. એની ઉત્તરે આવેલા એલેપ્પો તરફ જતી રેલવે ત્યાંથી શરૂ થાય છે. એલેપ્પોથી એક લાઈન કૉનસ્ટન્ટિનોપલ અને બીજી તૈગ્રિસ નદી પર આવેલા બગદાદ શહેર તરફ જાય છે. વળી દક્ષિણ તરફ જતી રેલવે લાઇન પર પાલેસ્ટાઇનનું પાટનગર જેરૂસેલમ, અને અરબસ્તાનનું મદિના શહેર આવેલાં છે. જેરૂસેલમમાં ઈસુ ખ્રિસ્ત થઇ ગયા અને મરણ પામ્યા, (વધસ્થંભે જડાયા) તેથી ખ્રિસ્તી લોકો એને પવિત્ર શહેર ગણે છે. કિનારા પરના જાફા બંદરથી એ શહેર સુધી એક નાની રેલવે જાય છે. ભૂમધ્ય સમુદ્રમાં સાઇપ્રસ ટાપુ છે; તે બ્રિટિશ સત્તા નીચે છે.

(क) **મેસોપોટેમિઆઃ**—અરબસ્તાન અને ઇરાનના ઉંચા પ્રદેશ વચ્ચે મેસોપોટેમિઆનું નીચું મેદાન આવેલું છે. યુફ્રેટીસ અને તૈગ્રિસ નદીઓ તેમાં વહે છે, અને આ પ્રદેશ તેમાં સમાઈ

જતો હોવાથી એને આ નામ આપવામા આવ્યું છે. ગ્રીક ભાષામાં મેસોપોટેમિઆનો અર્થ 'દોઆબ' થાય છે. આ દેશનો મુખ્ય આધાર આ બે નદીઓ ઉપરજ છે. એનું મુખ્ય શહેર બગદાદ તગ્રિસ નદી પર આવેલું છે. તે વ્યાપારરોજગારમા વૃદ્ધિ પામતું જાય છે. એની અને ભૂમધ્ય સમુદ્રના કિનારા વચ્ચે મોટરસર્વિસ છે, તથા એની અને ઇજિપ્તના કેરો વચ્ચે એરોપ્લેઇન (હવાઇ વિમાન) ઉડે છે. શતુલ અરબ ઉપર બસરા બંદર છે. ત્યાંથી ઠેઠ બગદાદ સુધી આગબોટ જઈ શકે છે. બગદાદ અને બસરા વચ્ચે રેલવે બંધાઇ ગઈ છે.

પ્રાચીન સમયમા આ ભૂમિમાં સંસ્કૃતિનો ઘણો સારો વિકાસ થયો હતો. બૅબીલોનિઅન અને શાલ્ડિઅન સામ્રાજ્યો અને પાછળથી અબ્બાસાઇદ ખલીફાનું રાજ્ય પણ મેસોપોટેમિઆ કે ઇરાકમાંજ ખીલ્યાં હતાં. એ ખલીફામાંનો હારૂન અલ રશીદ હિંદના પરદુઃખ-ભંજન વિક્રમ રાજા જેવો હતો, અને તેના સદ્ગુણો અને પરાક્રમની વાતો કદાચ તમારા સાંભળવામાં આવી હશે. આ દેશ તુર્કોના હાથમાં આવતાં એની જાહોજલાલી નાશ પામી; પરંતુ હાલ એ બ્રિટિશ રક્ષણની નીચે આવ્યો છે, તેથી અસલ જેવો ફળદ્રુપ અને આબાદ થશે.

**(ड) અરબસ્તાનઃ**—આ દેશ એક મોટો દ્વીપકલ્પ છે, અને લગભગ આપણા હિંદુસ્તાન જેટલો છે. એના પશ્ચિમ કિનારા ઉપર ડુંગરાની હારો આવેલી છે, અને વચલો ભાગ હિંદુસ્તાનમાં આવેલા દખ્ખણના ઉંચા પ્રદેશ કરતાં પણ ઉંચો છે. હવાપાણી એની આસપાસના બીજા ઉચા પ્રદેશોની માફક સુકાં અને ગરમ છે. એશિઆ ખંડ અને આફ્રિકા ખંડના રણોની વચ્ચે અરબસ્તાન આવેલો છે. વરસાદ ધસડી લાવતા પવનો પણ ત્યાં આવી શકતા નથી, તેમજ એકે મોટી નદી નથી, તેથી દેશ ઉજ્જડ રહે તેમાં નવાઇ નથી. ગામડાંમાં રહેવાને બદલે લોકો પોતાનાં જનાવરો લઇને ભટકયા કરે છે. આ દેશના લોકો દેશના બંધારણ અને હવાપાણીની અસરથી શૂરવીર, ઝનુની, નીમકહલાલ, અને પરોણાગત કરનારા હોય છે.

જો કે દેશ હિંદુસ્તાન જેટલો છે, તોપણ વસ્તી કલકત્તા અથવા મુંબઈ શહેરથી વધારે નથી. જે ગામો એમાં આવેલાં છે, તે મુસલમાન ધર્મનાં યાત્રાનાં સ્થળો છે. વ્યાપારી માર્ગો તો એમાં છેજ નહિ. માત્ર ઇજિપ્ટ, સિરિઆ અને પર્શીઆથી મક્કા અને મદિનાનાં યાત્રાનાં સ્થળોએ જવાના રસ્તાઓ છે. હાલ દમારકસથી રેલવે મારફતે પણ મદિના જઈ શકાય છે. કેટલાક લાલ સમુદ્ર ઉપરના જિદ્દાહ નામના બંદરેથી પણ દરિયામાર્ગે અરબસ્તાનમાં આવે છે. મક્કામાં મુસલમાનોના પેગંબર સાહેબ જન્મ્યા હતા, અને મદિનામાં એમની કબર છે. ઓમાનનું મુખ્ય બંદર મસ્કત છે. હિંદુસ્તાન સાથે તેનો વેપાર ચાલે છે. નૈઋત્યમાં એડન નામનો અંગ્રેજોના તાબાનો મજબુત કિલ્લો છે. તેની હકીકત આગળ આપવામાં આવશે.

---

## ૧૪. એશિઆ ખંડના દેશો (ચાલુ).
## મધ્ય એશિઆના ઉચ્ચપ્રદેશો.

**(अ) તિબેટ:**—હિમાલય અને કયુએનલુન પર્વતોની વચ્ચેના પ્રદેશને તિબેટ કહે છે. આખો પ્રદેશ ઠંડો, પહાડી અને ઉજાડ છે. એનું મુખ્ય શહેર લ્હાસા છે. તે બ્રહ્મપુત્રા નદીની ઉત્તરે આવેલું છે. એ દેશના લોકો બૌદ્ધ ધર્મ પાળે છે. ત્યાં બૌદ્ધ ધર્મના ઘણા મઠો આવેલા છે, અને બૌદ્ધ ધર્મના ધર્મગુરુ જેને ગ્રાન્ડ અથવા દલાઈ લામા કહે છે, તેમની હકુમત ચાલે છે. ઊંટ, ઘોડા, અને યાક નામનું જનાવર ત્યાં ઘણા ઉપયોગનાં છે. યાક એક જાતના વાળવાળા અને ઘણા જબરા બળદના જેવો છે. હિમાલયના ડુંગરી પ્રદેશમાં ભાર અને બોજો ઉપાડનારૂં એ મુખ્ય પ્રાણી છે.

**(ब) ચિનાઇ તુર્કસ્તાન:**—તિબેટની ઉત્તરે ચિનાઇ અથવા પુર્વ તુર્કસ્તાનનો સુકો મુલક આવેલો છે. એનાં હવાપાણી તિબેટના જેવાં છે. પૂર્વમાં રણમાં વહેતી તારિમ નદીઓની શાખાઓ પર કાશગર અને યારકંદ શહેરો આવેલાં છે. એ ગામોમાંથી વ્યાપારી

રસ્તાએ ડુંગરના માર્ગમાંથી જાય છે; એમાંનો એક કારાકોરમ પર્વત-માંથી હિંદુસ્તાન જાય છે, બીજો પામિરના ઉંચા પ્રદેશમાંના ટેરેક પાસે થઈને રશિઅન તુર્કસ્તાનમાં જાય છે, અને ત્રીજો ચીન જાય છે. આથી એશિઆના વેપારીઓને એ સ્થળે ભેગા થવાનો લાભ મળે છે. મુખ્ય વસ્તી મુસલમાનોની છે.

(क) મોંગોલિઆ:—ચિનાઇ તુર્કસ્તાનની પૂર્વમાં મોંગોલિઆ-નો પહાડી પ્રદેશ છે. એમાંનો ઘણો ખરો ભાગ ગોબીના રણ તરીકે ઓળખાય છે. ત્યાં આગળ મોંગોલ અને તાતાર જાતના લોકો પોતાના જાનવરો લઈને જ્યાં ઘાસચારો માલમ પડે ત્યાં ભટક્યા કરે છે. ઉગો મુખ્ય શહેર છે. ત્યાં બૌદ્ધ ધર્મ ચાલે છે. ચીનના ફળદ્રુપ પ્રદેશોના રક્ષણાર્થે આ ઉંચા પ્રદેશોની સીમા આગળ એક મોટો કોટ બાંધવામાં આવ્યો છે; તેને 'ચીનની મોટી દિવાલ' કહે છે. આ ત્રણે ઉંચા પ્રદેશોની આબોહવા હિંદુસ્તાનથી તદ્દન જુદી છે.

## પૂર્વ એશિઆ: એશિઆના વરસાદવાળા પ્રદેશો.

હિંદુસ્તાન, સિલોન, બ્રહ્મદેશ, હિંદી ચીન, ચીન, જાપાન અને કોરીઆ એ 'મોનસૂન પ્રદેશો' કહેવાય છે; કારણ કે વર્ષમાં નિયમિત રીતે તેમજ ચોક્કસ વખતે ત્યાં મોસમનો વાયુ (મોનસૂન) ફુંકાય છે, અને ઘણો સારો વરસાદ વરસે છે. એશિઆના બીજા ભાગો કરતાં આ પ્રદેશોમાં ઘણો વરસાદ પડે છે. વળી ત્યાં ગરમી પણ સારી પડે છે, તેથી પ્રદેશો ઘણા ફળદ્રુપ છે. એ ઉપરાંત દેશો ફળદ્રુપ હોવાથી વસ્તી પણ ઘણી ઘાડી છે. આખી દુનિયાની અર્ધી વસ્તી ત્યાં માલમ પડે છે. હવે પૂર્વ તરફના દેશો ચીન, કોરીઆ અને જાપાન વિષે જોઈએ.

(अ) ચીન:—ચીનના રાજ્યમાં ચીન, મન્ચુરિઆ, મોંગો-લિઆ, ચિનાઈ તુર્કસ્તાન, અને તિબેટ આવેલા છે. એમાંના છેલ્લા

ત્રણ દેશોની હકીકત આગળ આવી ગઇ છે. **ચીન** દેશ ઇ. સ. ૧૯૧૨ પછી પ્રજાસત્તાક થએલો છે. પ્રજા **મોંગોલિઅન** જાતની પીળા રંગની છે. **ચીન**ની ભૂગોળ બરાબર સમજવા માટે એની નદીઓની રચના તપાસો. દક્ષિણમાં **સિકયાંગ** અથવા કેન્ટન નદી વહે છે; વચલા પ્રદેશમાં મોટી **યાંગ્સેકયાંગ** અને ઉત્તરે **હોઆંગહો** અથવા **પીળી** નદી વહે છે. **ચીન**માં મોસમનો વાયુ ફૂંકાતો હોવાથી અને ઉંચા પર્વતોનો બરફ ઓગળવાથી નદીઓમાં પાણી ભરપુર રહે છે, અને આખો પ્રદેશ ફળદ્રુપ બને છે. **ચીન** એ 'નદીઓનોજ પ્રદેશ' છે, અને તેમના કિનારા પર ઘણાં શહેરો, બંદરો અને સેંકડો ગામડાંઓ આવેલાં છે. આથી ચીનાઓ ઉદ્યમી ખેડુતો, કાબેલ બાગબાનો, પ્રવીણ કારીગરો, અને હોશિયાર નાવિકો બન્યા છે.

**તિબેટ**ના પૂર્વ તરફના વધારાનો પ્રદેશ **યુનાન**ના ઉંચા પ્રદેશ તરીકે ઓળખાય છે. તેમાંથી **સિક્યાંગ** નદી નીકળે છે. આ દેશનું મુખ્ય શહેર **યુનાન** છે; ત્યાં ખસખસ બહુ ઊગે છે. અહીંથી ઈરાવદી પર આવેલા **ભામો** શહેર તરફ રસ્તો જાય છે, અને ત્યાંથી નદીમાર્ગે માલ રંગુન જઈ શકે છે. કેટલોક માલ **સોંગકા** અથવા લાલ નદીને માર્ગે ફ્રેન્ચ **હિંદી ચીન**માં પણ જાય છે. કેન્ટન નામના બંદર સાથે **યુનાન**નો રેલવેથી વ્યવહાર ચાલે છે. આ નદી ૧,૦૦૦ માઇલ લાંબી છે. કેન્ટન, **હોંગકોંગ** અને **સ્વેટો** નામનાં એનાં ત્રણ બંદર છે. કેન્ટન શહેરમાં ઘણી નહેરો ભેગી મળે છે, અને ત્યાં હજારો લોકો જમીન પર રહેવાની સગવડ નહિ હોવાથી નદી અને નહેરોમાં તરતાં ઘરો બાંધે છે. કેન્ટન બંદરને કલકત્તા સાથે સરખાવી શકાય. ચીનની કેટલીક રેલવે અહીંથી હૅન્કાઉ અને પેકિનમાં થઈને ઉત્તર તરફ જાય છે. આ નદીના મુખ આગળ અંગ્રેજ સરકારને તાબે **હોંગકોંગ** બેટ આવેલો છે. હોંગકોંગ બંદરને મુંબઇ સાથે સરખાવી શકાય.

યાંગસેક્યાંગ નદીનો પ્રદેશ ઘણો ફળદ્રુપ અને ઘણી ગીચ વસ્તીવાળો છે. આ નદી ઘણી ઉપયોગી છે. અમેરિકાની આમાઝોન તેમ આફ્રિકાની નાઇલ મોટી નદીઓ છે; પરંતુ ભીનાં જંગલો તથા રણોમાં વહેતી હોવાથી લોકોને આ નદી જેટલી ઉપયોગી નીવડતી નથી. લગભગ ૭૦૦ માઇલ એટલે હૅન્-કાઉ સુધી મોટી આગબોટ આ નદીમાં જઇ શકે છે. આથી ગંગા, બ્રહ્મપુત્રા, અને ઇરાવદીના એકત્ર વ્યાપાર કરતાં એનો વ્યાપાર ઘણો વધારે છે. એના ઉપર હૅન્-કાઉ બંદર આવેલું છે. ત્યાં આગળ થઇને કૅન્ટન–પેકિન રેલવે જાય છે. આ બંદરનો મુખ્ય વેપાર ચાનો છે. દરિયાથી ૨૦૦ માઇલ દૂર ચીનનું અસલ પાટનગર નાંગકિન આવેલું છે. નદીના મુખ આગળ આવેલું શાંગહાઇ ઘણું અગત્યનું બંદર છે. ચીનનો દરિઆઈ વ્યાપાર શાંગહાઈ અને હોંગકોંગ મારફતે ચાલે છે.

હોઆંગહો તિબેટના ઉંચા પ્રદેશમાંથી નીકળી મોંગોલિઆના વેરાન પ્રદેશમાં વહીને ચીનના મોટા મેદાનમાં આવે છે. આ નદી માર્ગમાંની પીળી માટી ઘસડી લાવે છે, તેથી તેને 'પીળી' નદી કહે છે. એના કિનારા પર શાંટુંગ નામનો દ્વીપકલ્પ આવેલો છે. આ નદીનું મેદાન એટલું તો સપાટ છે, કે તેનો પ્રવાહ એક વખત ઉત્તર તરફ હતો, તે હવે દક્ષિણ તરફ ગએલો છે. ઇ. સ. ૧૮૮૭ માં નદીએ પોતાના પ્રવાહનો માર્ગ બદલ્યો, ત્યારે લગભગ દસ લાખ માણસો તણાઈ ગયાં હતાં. ચીનનું પાટનગર પેકિન પીહો નદી પર આવેલું છે. ત્યાંથી મોંગોલિઆ અને મંચુરિઆ તરફ જવાના ધોરી રસ્તાઓ શરૂ થાય છે. પેકિનથી રેલવે ટીન્-ટ્સિન નામના બંદર તરફ જાય છે. ત્યાંથી એક ઉત્તર તરફ ટ્રાન્સ સૈબીરિઅન રેલવેને મળે છે, અને બીજી દક્ષિણ તરફ નાંગકિન અને શાંગહાઈ તરફ જાય છે. ચીનમાં લગભગ ૪૦ બંદરો છે, જેમાંના દરેકમાં સરેરાશ વસ્તી એક લાખ માણસની માલમ પડે છે.

ચીન અને હિંદુસ્તાન ઘણી રીતે મળતા આવે છે. તેઓ બન્ને તિબેટના ઉંચા પ્રદેશ અને દરિયાની વચ્ચે આવેલા છે. બન્નેમાં મોટી મોટી નદીઓ વહે છે, જેથી દેશ ફળદ્રુપ છે. વરસાદ અને વસ્તીનું પ્રમાણ સરખું છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. પ્રાચીન સમયમાં બન્ને દેશો આબાદીના શિખરે પહોંચ્યા હતા, અને તેમાં સંસ્કૃતિનો સારો વિકાસ થયો હતો. બન્ને દેશો ઉપર વાયવ્ય કોણનાં અરણ્યોથી ઝનુની પરદેશીઓના હુમલા થયા હતા. આટલું સરખાપણું છે, છતાં તેઓ કેટલીક બાબતમાં જુદા પડે છે. ચીનની નદી-રચના હિંદુસ્તાનની નદીઓ કરતાં વ્યાપારરોજગાર માટે વધારે અનુકૂળ છે; કારણ કે હિંદુસ્તાનમાં દક્ષિણની નદીઓ ઉત્તરની નદીઓ કરતાં જુદી પડી જાય છે, અને વ્યાપારને ઉપયોગી નથી. વળી ચીનનો કિનારો વધારે ખંડિત હોવાથી ત્યાં બંદરો વધારે છે. હિંદુસ્તાન કરતાં ચીનમાં વધારે ઠંડી માલમ પડે છે; કારણ કે હિંદુસ્તાનમાં હિમાલય પર્વત ઠંડા પવનો અટકાવે છે, પણ ચીનમાં તેવો મોટો પર્વત નથી. હિંદુસ્તાનમાં યુરોપીય પ્રજાએ વ્યાપાર અર્થે આવી રાજકીય સત્તા જમાવી; ચીનમાં યુરોપીય પ્રજા વ્યાપારાર્થે ગઇ છે, પરંતુ હજી તેમની રાજકીય સત્તા ત્યાં જામી નથી; હિંદુસ્તાન કરતાં ચીન પછાત છે, અને રાજ્યની સુવ્યવસ્થા નથી.

(ચ) મન્ચુરિઆ:—ટીન્ટસિન બંદરેથી ઇશાન તરફ રેલવે મારફતે જઇએ, તો મન્ચુરિઆનો પ્રદેશ આવે છે. મન્ચુરિઆનું મુખ્ય શહેર મુકડન એના મધ્યના મેદાનમાં આવેલું છે. ત્યાંથી ચાર રેલવે સડકો ફંટાય છે. એક ટીન્ટસિન અને પેકિન તરફ જાય છે; બીજી પોર્ટ આર્થર જાય છે, ત્રીજી કોરીઆના દ્વીપકલ્પની સરહદ પર જાય છે, અને ચોથી ઇશાન તરફ હારબીન આગળ જઈ ટ્રાન્સ સૈબીરિઅન રેલવેને મળે છે. રશિઆ ને જાપાનના વિગ્રહ પછી પોર્ટ આર્થર જાપાનને તાબે છે. આ દેશમાં રાજ્યસત્તા ચીનની હોવા છતાં રશિઆ અને જાપાને પગપેસારો કર્યો છે, અને કેટલાક

ભાગમાં પોતાની સત્તા અને કેટલાક ભાગમાં પોતાની લાગવગ જમાવી છે. મન્ચુરિઆની ખાસ પેદાશ એક જાતની સીંગો (Soya beans) છે; તેમાંથી તેલ કાઢવામાં આવે છે.

(क) કોરીઆઃ—આ દેશ પહાડી દ્વીપકલ્પ છે; તેમાં જંગલો આવેલાં છે. પૂર્વના કિનારા પર ઘઉં, મકાઇ, બાજરી વગેરે થાય છે, અને પશ્ચિમના ગરમ ભાગમાં ચોખા અને સીંગો ઉગાડી શકાય છે. કિનારા પર ઘણા ટાપુઓ આવેલા છે. પીળા સમુદ્ર પરનું ચેમુલપો બંદર રેલવે અને નદીથી મુખ્ય શહેર સેઓલ સાથે જોડાએલું છે. હાલ એ જાપાનનું સંસ્થાન છે, અને જાપાનીઝ લોકો તેને 'ચોસન' નામથી ઓળખે છે.

## જાપાનીઝ સામ્રાજ્યના મુખ્ય ટાપુઓ.

(ख) જાપાનઃ—એશિઆના પાસિફિકના કિનારા પર કામસ્કાટકાના દ્વીપકલ્પથી તે છેક મલાયા દ્વીપકલ્પની આસપાસ થઈને આન્ડામાન ટાપુઓ સુધી એક તોરણની માફક ટાપુઓનો સમૂહ આવેલો છે; તે સમૂહમાં ચાર મોટા બેટો આવેલા છે, તેને જાપાનના ટાપુઓ કહે છે. તેઓ હોનશ્યુ અથવા હોન્ડો, ક્યુશ્યુ, શિકોકુ અને યેઝો છે. હિંદુસ્તાન અને ચીન દેશ કરતાં આ દેશ ઘણો જુદો છે. હિંદુસ્તાનમાં મોટાં મેદાનો અને નદીઓ આવેલી છે, પણ જાપાનમાં તેમ નથી. જાપાનની આસપાસ દરીઓ આવેલો છે. અંદરનો ભાગ પહાડી છે, અને તેમાં ઘણા જ્વાળામુખી જણાય છે. મુખ્ય અને પવિત્ર મનાતો બરફથી ઢંકાએલો પર્વત ફુયુજીયામ છે. દેશનો વિસ્તાર સાંકડો છે, તોપણ જ્વાળામુખીની જમીન અને ભિનાશને લીધે ખીણુવાળો તથા કિનારાનો ભાગ ફળદ્રુપ માલમ પડે છે.

સગેલિઅન ટાપુના દક્ષિણ ભાગથી ફોર્મોસાના ટાપુ સુધી જાપાનના રાજ્યની સત્તા ચાલે છે. જાપાનની પાસે દરીઓ આવેલો હોવાથી હવા સમાન રહે છે. દરિયાના અંદરના વહેળાઓ અને


જાપાની સામ્રાજ્ય
હિંદી ચીન અને પૂર્વ હિંદ.
જાપાની સમુદ્ર
ફિલિપાઈન ટાપુઓ
હિંદી
મહાસાગર
G.O.B.D.

ખાસ કરીને 'કયુરોસિવો' નામનો ગરમ પ્રવાહ હવાપાણીને ઘણી અસર કરે છે. આ દેશની મુખ્ય પેદાશ ચોખા છે. પહાડી ભાગોના ઢોળાવમાં ચાના બગીચા અને ઓક તથા શેતુરનાં ઝાડો ઘણાં છે. દેશનો મુખ્ય ઉદ્યોગ રેશમી કાપડ બનાવવાનો છે. એનું મુખ્ય શહેર ટોકિઓ હોન્ડુ ટાપુના અગ્નિ કોણમાં આવેલું છે. તે મુંબઇ કરતાં મોટું છે, અને તેમાં વસ્તી ૨૦ લાખથી પણ વધારે છે. એનાથી દક્ષિણમાં આવેલું અમેરિકા તથા યુરોપ સાથે વેપાર ચલાવતું યોકોહામાનું જાણીતું બંદર છે. આ બન્ને શહેરો ઈ. સ. ૧૯૨૩માં સખત ધરતીકંપને લીધે લગભગ નાશ પામ્યાં હતાં. જાપાની સમુદ્ર પર 'જાપાનનું માન્ચેસ્ટર' નામથી જાણીતું થએલું ઓસાકા નામનું શહેર આવેલું છે. અંદરના ભાગમાં કિઓટો નામનું જુનું રાજધાની-નું શહેર છે. કયુશ્યુ ટાપુના પશ્ચિમ કિનારા પર શાંગહાઇ અને ચીનનાં બીજાં બંદરો સાથે વેપાર કરતું નાગાસાકીનું બંદર આવેલું છે. ત્યાં વહાણો સારાં બંધાય છે. ફોર્મોસા નામનો ટાપુ જાપાનના હાથમાં છે. એમાં કપુરનાં ઝાડ સારાં ઊગે છે.

જાપાનના લોકો ઘણા સાદા, વિવેકી અને બહાદુર છે. એ લોકો લાકડું, વાંસ, કાંસું, રૂપું, હાથીદાંત, રેશમ, લાખ વગેરેની ઘણી સુંદર ચીજો બનાવે છે. તેમનાં ઘણાં ખરાં ઘરો લાકડાનાં અને કાગળનાં બનાવેલાં હોય છે; કારણ કે ત્યાં ધરતીકંપ ઘણી વખત થાય છે. જાપાની લોકો ચીનાની જાતનાજ છે; તેઓ રંગે પીળા અને કદમાં ઠીંગણા છે. ઘણા ખરા લોકો બૌદ્ધ ધર્મ પાળે છે. જાપાનના રાજાને મિકાડો કહે છે, અને રાજ્યકારભાર ઇંગ્લાંડને મળતી પદ્ધતિથી ચાલે છે. જાપાનીઝ યુવકોએ યુરોપ, અમેરિકા જઈ ત્યાંની વિદ્યા, હુન્નર, કળા વગેરે શીખી લાવી સ્વદેશમાં દાખલ કર્યા છે; આથી ટુંક વખતમાં પૂર્વમાં આવેલા આ પ્રાચીન દેશમાં પાશ્ચાત્ય સંસ્કૃતિનો વિકાસ થયો છે, અને સને ૧૯૦૪–૦૫ માં રૂસો જાપાનીઝ વિગ્રહમાં જાપાનને વિજય મળ્યા પછી દુનિયાના બળ-

વાન મહારાજ્યોમા તેની ગણતરી થવા માંડી છે. હાલ એ દેશ ઘણો આબાદ થયો છે. રેશમી અને સુતરાઉ કાપડ, તથા રમકડાં, દીવાસળી વગેરેનાં કારખાનાં એમાં છે. એનો મુખ્ય વેપાર **ચીન,** હિંદુસ્તાન, સામુદ્રધુનિનાં સસ્થાનો, અમેરિકા અને યુરોપ સાથે છે.

**(ઈ) પૂર્વ અથવા મલય ટાપુઓનો સમૂહઃ**—એમાં સુમાત્રા, જાવા, સેલીબીસ, મોલુક્કાસ અને બોર્નીઆના ટાપુ આવેલા છે. એમાંના પહેલા ચાર અને બોર્નીઓનો ઘણો ખરો ભાગ યુરોપમાં આવેલા હોલાંડ દેશને તાબે છે.

એના મુખ્ય ટાપુ જાવામાં કોફી, સિંકોના, ચોખા, ખાંડ, રબર, તમાકુ, કોકો વગેરે નીપજે છે. બટેવિઆ એનું મુખ્ય બંદર છે. સુમાત્રા ઘણો મોટો ટાપુ છે; પણ તે એટલો ફળદ્રુપ નથી, તેમજ તેમાં વસ્તી પણ એટલી ગીચ નથી. મોલુક્કાસ અથવા મસાલાના ટાપુ એના નામ પ્રમાણે લવિંગ, તજ, વગેરે ગરમ મસાલા વાસ્તે પ્રખ્યાત છે. બોર્નીઓનો ઉત્તરનો ભાગ બ્રિટિશ સત્તા નીચે છે.

ફિલિપાઈન નામના ટાપુઓ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના તાબામાં છે. એનું મુખ્ય શહેર અને બંદર મનિલા છે, અને તે હોંગકોંગ, સિંગાપોર, ઑસ્ટ્રેલિઆ, અને અમેરિકાનાં પાસિફિક મહાસાગરનાં બંદરો સાથે વેપાર ચલાવે છે.

---

## હિંદી ચીન.

દક્ષિણ એશિઆના ત્રીજા મોટા દ્વીપકલ્પમાં બ્રહ્મદેશની પૂર્વે ત્રણ મોટા દેશો આવેલા છે; તે મલાયાના રાજ્ય, સિઆમ અને ફ્રેન્ચ હિંદી ચીનના નામથી જાણીતા છે.

**(અ) હિંદી ચીનઃ**—હિંદી ચીન બે દ્વીપકલ્પોનો બનેલો છે. એક દક્ષિણમાં વિષુવવૃત્તને અડતો સાંકડો મલાયાનો દ્વીપકલ્પ

છે, અને બીજો પૂર્વે આવેલો પહોળો ફ્રેન્ચ હિંદી ચીનનો છે. એનો કિનારો ઘણો ખંડિત અને પહાડી હોવાથી ત્યાં વરસાદ ઘણો આવે છે. એની મુખ્ય નદીઓ ટોનકિનના અખાતમાં પડતી મેનામ, મેકોંગ અને સોંગકા અથવા લાલ નદી છે. આ નદીઓ ઈરાવદી, ગંગા અને બ્રહ્મપુત્રાની માફક પાણીથી ભરપુર રહે છે. તેમાં વહાણો મારફતે માલ અંદરના ભાગમાં લઇ જઈ શકાય છે. પેદાશની બાબતમાં આ દેશ હિંદુસ્તાનને ઘણો મળતો આવે છે. ચોખાનો પાક મુખ્ય છે.

હિંદુસ્તાનનાં પશ્ચિમઘાટનાં જંગલોની માફક ત્યાં મોટાં જંગલો આવેલાં છે, અને તેમાં સાગ, રબરનાં ઝાડો, તાડ, વાંસ વગેરે થાય છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, અને દેશમાં અંધાધુંધી દેખાય છે.

**(૧) મલાયાનો દ્વીપકલ્પઃ**—આ દ્વીપકલ્પના પહોળા ભાગમાં સ્ટ્રેટસ સૅટલમેન્ટસ (સામુદ્રધુનિ પરનાં સંસ્થાનો) નો સમાવેશ થાય છે. સિંગાપોર, પીનાંગ, મલાક્કા, અને વેલેસ્લી એ સ્ટ્રેટસ સૅટલમેન્ટસ તરીકે ઓળખાય છે. સામુદ્રધુનિના ઉત્તર તરફના પ્રવેશમાર્ગમાં પીનાંગ નામનો ટાપુ આવેલો છે. તે હિંદુસ્તાન સાથે વેપાર ચલાવે છે. હાલ એને રેલવેથી ઉત્તરમાં બાંગકાક અને દક્ષિણમાં સિંગાપોર સાથે જોડવામાં આવ્યો છે. એનું મુખ્ય શહેર જ્યોર્જ ટાઉન બંદર છે. સિંગાપોરના ટાપુનું બંદર ઘણું અગત્યનું છે. પાસિફિક અને હિંદી મહાસાગરની વચ્ચે એ ટાપુ આવેલો હોવાથી યુરોપ, હિંદુસ્તાન, ચીન, જાપાન અને ઑસ્ટ્રેલિઆની આગબોટો ત્યાં આવે છે, અને માલ લઇ જાય છે. કલાઈ, રબર, તેજાના, નેતર, ચામડાં વગેરે ત્યાંથી પરદેશ જાય છે, અને સુતરાઉ કાપડ, લોખંડનો બનાવેલો માલ, અને સાંચાકામ વગેરે યુરોપથી ત્યાં આવે છે. આગબોટોને કોલસા લેવાનું એ મુખ્ય મથક છે.

મુંબઈની માફક એ ટાપુને દ્વીપકલ્પ સાથે જોડી દેવામા આવ્યો છે. મલાક્કા એ પણ સંસ્થાન છે, અને ત્યાં હાલ રબરનાં ઝાડ ઉછેરવામાં આવે છે. એ સંસ્થાન પહેલાં ડચ લોકોનું હતું, પણ પછીથી અંગ્રેજ સરકારે તેમની પાસેથી લીધું છે.

(૨) **ફ્રેન્ચ હિંદી ચીનઃ**—સિઆમના અખાત અને દક્ષિણ ચિનાઇ સમુદ્રના કિનારે આવેલા હિંદી ચીન દ્વીપકલ્પની પૂર્વે ફ્રેન્ચ હિંદી ચીનનો દેશ છે. એ મુલક ફ્રાન્સના હાથમાં છે, અને એમાં એક ગવર્નર જનરલ રહે છે. તેમાં કોચીન-ચીન ફ્રેન્ચ સંસ્થાન છે, અને ટોનકિન, અનામ અને કંબોજ સંરક્ષિત સંસ્થાનો છે. એ બધામાં કોચીન ચીન ઘણો ફળદ્રુપ મુલક છે. તેનું મુખ્ય શહેર સેગોન છે. તે સિંગાપોર અને હોંગકોંગ વચ્ચે મોટું બંદર છે. ટોનકિનનું મુખ્ય શહેર હેનોઇ છે, અને અનામના સંસ્થાનની રાજધાની હ્યુ છે.

(૩) **સિઆમઃ**—આ સ્વતંત્ર રાજ્ય દ્વીપકલ્પના મધ્યમાં આવેલું છે. મેનામ નદીની મુખ આગળથી થોડે દૂર એનું મુખ્ય શહેર અને બંદર બાંગકોક આવેલું છે. એ શહેરનાં ઘણાં ખરાં માણસો હોડી અને તરાપાનાં ઘરો બાંધી નદીમાં રહે છે. રસ્તાઓને બદલે ગામમાં નહેરો વહે છે. બાંગકોકમાં નાળિએર, શેરડી, તમાકુ, રૂ વગેરેનો પાક થાય છે. સિઆમમાં રાજા કાઉન્સિલની મદદથી રાજ્ય કરે છે. સિઆમ પણ અફગાનિસ્તાનની માફક બે બળવાન રાજ્યોને એક બીજાથી જુદું પાડનારૂં રાજ્ય છે. એની એક બાજુએ ફ્રાન્સનો અમલ ચાલે છે, અને બીજી બાજુએ બ્રિટિશ સામ્રાજ્યનો વાવટો ફરકે છે.

---

## ૧૫. દક્ષિણ એશિઆ.

### હિંદુસ્તાનઃ ભૂતળ સંબંધી.

આપણે જે દેશમાં રહીએ છીએ, તે વિશાળ અને રસાળ દેશ **હિંદુસ્તાન, બ્રહ્મદેશ** અને **સિલોન** એશિઆની દક્ષિણે આવેલા છે. એશિઆના બીજા દેશોની ટુંકી વાતો તમે જાણી. હવે તમે હિંદુસ્તાનની વિગતવાર હકીકત જાણશો.

### હિંદુસ્તાનઃ સામાન્ય ભૂગોળ.

એશિઆ ખંડની દક્ષિણે આવેલા ત્રિકોણાકૃતિવાળો આ મોટો દેશ દરિયાના પાણીથી ત્રણ દિશાએ ઘેરાએલો છે. કર્કવૃત્તથી એના લગભગ બે સરખા ભાગ થાય છે. એનો ઉત્તરનો ભાગ એશિઆ ખંડની જમીનથી જોડાએલો હોવાથી 'હિંદુસ્તાનનો ખંડનો ભાગ' કહેવાય છે, અને બીજો દરિયાના પાણીથી વીંટળાયલો હોવાથી 'હિંદુસ્તાનના દ્વીપકલ્પ'ના ભાગ તરીકે ઓળખાય છે. હિંદુસ્તાનનું સામ્રાજ્ય ઘણું મોટું છે; કારણ કે પૂર્વમાં બ્રહ્મદેશ અને વાયવ્યમાં બ્રિટિશ બલુચિસ્તાનનો એમાં સમાવેશ થાય છે. વિસ્તારમાં એ દેશ યુનાઇટેડ કિંગડમ એટલે બ્રિટનનાં સંયુક્ત રાજ્યો કરતાં ૧૫ ગણો છે. વસ્તી લગભગ ૩૨ કરોડની છે. ઉત્તરમાં કાશ્મીરથી દક્ષિણમાં કન્યાકુમારી સુધી એની લંબાઈ આશરે ૨,૦૦૦ માઇલની છે, અને બ્રહ્મદેશના પૂર્વ ભાગથી તે બલુચિસ્તાનના પશ્ચિમ ભાગ સુધી એની પહોળાઇ ૨,૫૦૦ માઈલની છે. આમ એની સીમા ઉષ્ણકટિબંધથી સમશીતોષ્ણ કટિબંધ સુધી આવેલી છે.

એમાં મોટા મોટા પર્વતો, મોટાં મેદાનો, મોટી નદીઓ, ઉંચા પ્રદેશો, રેતીનાં રણો, અને નદીના ફળદ્રુપ પ્રદેશો આવેલા છે. આવી સ્થિતિ હોવાથી દરેક જાતની હવા એમાં માલમ પડે છે. હિમાલય ઉપર નિરંતર બરફ રહે છે, અને સિંધની પૂર્વ અને દક્ષિણમાં અસહ્ય ગરમી માલમ પડે છે. આસામના ખાસી ડુંગરમાં વર્ષમાં લગભગ

૪૦૦–૫૦૦ ઇંચ જેટલો વરસાદ પડે છે, જ્યારે થરનાં સુકાં મેદાનોમાં ૨ કે ૩ ઇંચ જેટલોજ અથવા બીલકુલ વરસાદ પડતો નથી. હિંદુસ્તાનમાં ચાર પ્રદેશો માલમ પડે છે. (૧) મોટા પર્વતોના પ્રદેશ–હિમાલયનો પ્રદેશ, (૨) મોટી નદીઓના પ્રદેશ–સિંધુ અને ગંગા નદીના પ્રદેશો, (૩) ડુંગરી અને ઉંચા પ્રદેશો–દક્ષિણનો ઉંચાણવાળો પ્રદેશ, અને (૪) કિનારાનાં સપાટ મેદાનો.

આ દેશમાં જુદી જુદી જાતના લોકો વસે છે. વળી ગુજરાતી, મરાઠી, હિંદુસ્તાની, તેલુગુ, સિંધી, કાનડી, બંગાળી વગેરે જુદી જુદી ભાષાઓ આ દેશમાં બોલાય છે. કપડાંલત્તાં, રીતરિવાજો અને ધર્મની બાબતોમાં એક ભાગના લોકો બીજા ભાગ કરતાં જુદા પડે છે: પરંતુ એકજ રાજ્યની છાયા તળે હોઇ એકજ કાયદા પાળે છે. રાજ્યભાષા અંગ્રેજી હોવાથી હિંદુસ્તાનની ઘણી ખરી જગાએ એ ભાષાનો અભ્યાસ વધેલો માલમ પડે છે.

**સીમા:**—હિંદુસ્તાન અને બ્રહ્મદેશની કુદરતી સીમા સમજવા નકશા તરફ નજર કરો. જમીનની બાજુથી તપાસીશું તો માલમ પડશે, કે ઉત્તરમાં નહિ ઓળંગાય એવા પર્વતો આવેલા છે; પશ્ચિમ, દક્ષિણ અને પૂર્વમાં હિંદી મહાસાગરનાં પાણી ફરી વળ્યાં છે. દુનિયામાં સૌથી ઉંચા હિમાલય પર્વતોની હારો ઉત્તરમાં આવેલી છે. હિમાલયનો પ્રદેશ ૧,૫૦૦ માઇલ લાંબો અને ૧૫૦ થી ૨૦૦ માઇલ જેટલો પહોળો છે. વાયવ્યમાં હિમાલયથી ઓછા ઉંચા સુલેમાન અને કિર્થાર પર્વતોની હારો સિંધુ નદીની સાથે હારોહાર પેશાવરથી કરાંચી સુધી જાય છે. આ બાજુએ ડુંગરના માર્ગો સાચવવા માટે, સીમાને કુદરતી સીમા કરતાં સિંધુ નદીની પશ્ચિમ બાજુએ ૧૦૦ માઇલ કરતાં પણ વધારે લઇ જવામાં આવી છે. એ પ્રદેશને 'વાયવ્યના સરહદના પ્રાંતો' તરીકે ઓળખવામાં આવે છે.

સીમલા, કાશ્મીર, અને દાર્જીલિંગમાંથી હિમાલય પર્વતોમાં થઇને તિબેટમાં જવાને કેટલાક ડુંગરી માર્ગો છે, પરંતુ તેઓ ઘણા ઉંચા, સાંકડા, અને બરફથી ઢંકાયલા હોવાને લીધે બહુ ખપમાં આવતા નથી. પશ્ચિમમાં ખૈબરઘાટનો માર્ગ ૨૦ માઇલ લાંબો છે, અને હિંદુસ્તાનના ઇતિહાસમાં ઘણો પ્રખ્યાત છે. તેજ રસ્તે થઇને છેલ્લાં ૨,૦૦૦ વર્ષ દરમિઆન પરદેશી હુમલાઓ આવ્યા છે. પેશાવરથી આ માર્ગમાં હાલ રેલવે લઇ જવામાં આવી છે. હિંદુસ્તાનની પૂર્વે બ્રહ્મદેશમાં ઉત્તરથી દક્ષિણ તરફ જતા પર્વતોની હારો ઉપરાંત ઇરાવદી અને સાલવીન નામની બે નદીઓ આવેલી છે, તેથી એ બાજુથી પણ હિંદુસ્તાનનું કુદરતી રક્ષણ થએલું છે.

કિનારો:—હિંદુસ્તાનનો કિનારો બહુ ખંડિત નથી, અને અખાત વગેરે બહુ થોડા છે, તેથી મોટાં, ઉંડાં, અને રક્ષિત બંદરો બાંધી શકાતાં નથી. પશ્ચિમે ખંભાતનો અને કચ્છનો એમ બેજ અખાત આવેલા છે, તેમજ એજ પશ્ચિમ કિનારા પર મુંબઇ અને કરાંચીનાં મોટાં બંદરો આવેલાં છે. તેઓ યુરોપ, અમેરિકા વગેરે બીજા પ્રદેશો સાથે મોટો વેપાર ચલાવે છે મુંબઇથી દક્ષિણે મલબાર કિનારા પર નાનાં નાનાં ઘણાં બંદરો છે, અને તેમનો વેપાર નાનાં વહાણો અને આગબોટ મારફતે ચાલે છે. ઉંડા પાણીવાળાં મુખ્ય બંદરો તો મુંબઈ, કલકત્તા, કરાંચી, મદ્રાસ, અને રંગુન છે. પૂર્વ કિનારા પર બંગાળાનો ઉપસાગર આવેલો છે, ત્યાં કલકત્તા અને મદ્રાસનાં મોટાં બંદરો છે. પાકની સામુદ્રધુનિ છેક દક્ષિણમાં હિંદુસ્તાન અને સિલોનની વચ્ચે આવેલી છે, અને મનારનો અખાત તથા કન્યાકુમારી ભૂશિર પણ દક્ષિણમાંજ છે. પૂર્વ કિનારા પર પુલિકટ અને ચિલકા સરોવરો અગત્યનાં છે, પણ તેમાં વહાણો અને આગબોટો વાસ્તે પુરતું ઉંડું પાણી નથી.

ઉચ્ચપ્રદેશો અને મેદાનો:—હિંદુસ્તાનના જુદા જુદા પ્રદેશમાં વિભાગ કરી ઉચ્ચપ્રદેશો અને મેદાનો વિષે હવે જોઈએ.

**(૧) સિંધુ–ગંગાનું મોટું મેદાન:**—આ વિશાળ મેદાન દેશના ઉત્તર ભાગમાં આવેલું છે, અને પશ્ચિમથી પૂર્વમાં હિમાલયની સમાંતરે ફેલાએલું છે. પશ્ચિમમાં સિંધુ અને તેની શાખાઓ વહે છે, અને પોતાના મુખ સુધી પ્રદેશને ફળદ્રુપ બનાવી અરબી સમુદ્રમાં પડે છે. પૂર્વના વિશાળ ભાગમાં ગંગા, જમના અને તેમની શાખાઓ તથા બ્રહ્મપુત્રા વહે છે, તેથી આખો પ્રદેશ ઘણો રસાળ બને છે. બંગાળાના ઉપસાગર પાસેનો ગંગા તથા બ્રહ્મપુત્રા નદીઓના મુખ આગળનો ત્રિકોણાકાર પ્રદેશ ઘણો ફળદ્રુપ છે. આ આખો પ્રદેશ સપાટ છે, તેથી નદીઓ ધીમે ધીમે વહે છે. વળી તેમાંથી ખેતીને વાસ્તે નહેરો કાઢવામાં આવી છે. નદીઓમાં વેપારી વહાણો હંકારી શકાય છે, તેમજ રેલવેની સડકો અને ધોરી રસ્તાઓ બાંધવામાં આવ્યા છે, તેથી વેપારને ઘણી સગવડ મળે છે.

**ઉચ્ચપ્રદેશો:—**

**અ. મધ્ય હિંદનો ઉચ્ચપ્રદેશ:** – આરાવલી અને વિંધ્ય ડુંગરોની વચ્ચેનો પ્રદેશ માળવાનો ઉચ્ચપ્રદેશ કહેવાય છે. ચંબલ, પટણા આગળ ગંગાને મળનારી શોણ નદી, અને જમનાની શાખાઓ આ પ્રદેશમાંથી વહે છે.

**બ. દક્ષિણનો ઉચ્ચપ્રદેશ:**—આ પ્રદેશ ઘણો મોટો અને ત્રિકોણાકાર છે. તે ત્રિકોણનો પાયો ઉપલી બાજુએ ને શિરોબિંદુ નીચલી બાજુએ છે. હિંદનો મધ્યનો ઉચ્ચપ્રદેશ એ બાજુએ ઢળતો છે. એથી નર્મદા અને તાપી પૂર્વથી પશ્ચિમ તરફ વહે છે. પરંતુ દક્ષિણના ઉચ્ચપ્રદેશનો ઢાળ પશ્ચિમથી પૂર્વમાં જાય છે, એટલે મહાનદી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા અને કાવેરી પૂર્વે બંગાળાના ઉપસાગરને મળે છે. પશ્ચિમે પશ્ચિમઘાટની ઉંચી હારો આવેલી છે, તથા પૂર્વે નીચો પૂર્વઘાટ આવેલો છે. પૂર્વ અને પશ્ચિમઘાટ નીલગિરિ ડુંગર આગળ મળે છે. સૌથી ઉંચો ભાગ મ્હૈસુર છે, અને તેમાં થઇને કાવેરી નદી વહે છે. સપાટ અને ફળદ્રુપ મેદાનોની જમીન કરતાં ઉચ્ચપ્રદેશની

જમીન પહાડી તથા કઠણ હોય છે, અને પાક માટે ઉતરતા પ્રકારની હોય છે. વળી ત્યાં રસ્તા અને રેલવેની સડકો પણ છૂટથી બાંધી શકાતી નથી. આ પ્રદેશની નદીઓ ચોમાસામાં ભરપુર હોય છે ખરી, પણ ઉનાળામાં તેમાં પાણી બહુ હોતું નથી. સૌથી મોટી ગોદાવરીમાં પણ પાણી ઓછાં થઈ જાય છે.

**કિનારાનો સાંકડો પ્રદેશઃ**—પશ્ચિમ કિનારા પર ખંભાતના અખાતથી પશ્ચિમઘાટ અને દરિયાકિનારાની વચ્ચે એક સાંકડો નિચાણનો પ્રદેશ આવેલો છે. અહીંના પહાડો સાથે વાદળાં અથડાય છે, અને ત્યાં વરસાદ સારો થાય છે, પણ દરિયો પાસે હોવાથી નદીઓ નાની નાની છે. એનો ઉત્તર ભાગ કોંકણ અને દક્ષિણ ભાગ મલબાર કહેવાય છે. અરબી સમુદ્રના કિનારાથી પશ્ચિમઘાટમાં થઈ પાલઘાટનો એકજ ડુંગરી માર્ગ એમાં આવેલો છે.

ગંગાના મુખ આગળના પ્રદેશથી દક્ષિણમાં કન્યાકુમારી ભૂશિર સુધી જતો ઘાટોના છેડા સુધીનો એક બીજો નીચો પ્રદેશ આવેલો છે. તે પશ્ચિમના પ્રદેશ કરતાં વિસ્તારમાં મોટો છે, અને કોરોમંડળ કિનારાના પ્રદેશને નામે ઓળખાય છે. મહાનદી, ગોદાવરી, કૃષ્ણા અને કાવેરીના મુખ આગળના રસાળ પ્રદેશનો એમાં સમાવેશ થાય છે. એમાં રેલવેની સડકો અને રસ્તાઓ બાંધવામાં આવ્યા છે; તેથી મદ્રાસથી ઉત્તરમાં કલકત્તા સુધી, અને દક્ષિણમાં પામ્બાન ટાપુઓ સુધી, આ પ્રદેશમાં મુસાફરી કરી શકાય છે.

**પહાડોઃ**—

**હિમાલયઃ**—ઉત્તરે આવેલા હિમાલય પર્વત વિષે આગળ કેટલીક હકીકત આવી ગઈ છે. મેદાન પરથી હિમાલયની સરેરાશ ઉંચાઈ લગભગ ૨૦,૦૦૦ ફીટ ગણી શકાય. એનાં ઉંચાં શિખરો નિરંતર બરફથી ઢંકાયલાં રહે છે. સિંધુ અને બ્રહ્મપુત્રા એ પર્વતોમાં થઈને વહે છે, અને તેમની ખીણના મધ્ય ભાગમાં આન

સરોવર આવેલું છે. કૈલાસ પર્વત તેની પાસે છે. હિમાલયના છેક પશ્ચિમના શિખરને નંગા પરબત કહે છે. તે ૨૬,૬૨૦ ફીટ ઉંચું છે, અને ત્યાં નિરંતર બરફ રહે છે. દુનિયામાં સૌથી ઉંચામાં ઉંચું શિખર માઉન્ટ એવરેસ્ટ અથવા ગૌરીશંકર ૨૯,૦૦૨ ફીટ ઉંચું છે, અને તે નેપાલી હિમાલયમાં આવેલું છે. ત્યાંજ આગળ ધવલગિરિ અને કાંચનગંગા શિખરો છે. હિમાલયમાં ૨૦,૦૦૦ ફીટથી વધારે ઉંચાઇએ આવેલાં એકંદરે ૧૧૪ શિખરો છે.

હિમાલય હિંદુસ્તાનને ઘણો ઉપયોગી અને લાભકારી છે. તે પરદેશી હુમલાથી દેશનું રક્ષણ કરે છે એટલુંજ નહિ, પણ નદીઓને પુષ્કળ પાણી આપે છે. વરસાદના પવનને મધ્ય એશિઆમાં જતા અટકાવી ઉત્તર હિંદુસ્તાનના પ્રદેશને ફળદ્રુપ બનાવે છે, અને મધ્ય એશિઆમાંથી શિઆળામાં ફુંકાતા ઠંડા પવનથી તેમજ ઉનાળાના ગરમ પવનથી દેશનું રક્ષણ કરે છે. ટુંકાણમાં કહીએ તો હિમાલય વડે હિંદુસ્તાનની આબાદી છે; તે પાણી આપે છે, અને રક્ષણ કરે છે. વળી સફેદ કોહ, સુલેમાન અને કિર્થાર પર્વતો વાયવ્ય તરફ આવેલા છે. સફેદ કોહ અને હિંદુકુશ વચ્ચે કાબુલ નદી વહે છે. અફગાનિસ્તાનમાંથી પંજાબમાં આવવાનો ખૈબરઘાટનો માર્ગ એની ખીણમાં આવેલો છે. વળી સુલેમાન અને કિર્થાર પર્વતોને જુદા પાડતી બોલન નદીની ખીણમાં બોલનઘાટનો બીજો માર્ગ આવેલો છે.

દક્ષિણના ઉંચા પ્રદેશની ઉત્તરના મેદાનમાં વિંધ્ય અને સાતપુડાના પહાડો આવેલા છે. નર્મદા નદીની ઉત્તરે વિંધ્ય પર્વતની હારો છે; તે ૭૦૦ માઇલ લાંબી અને ૧,૫૦૦ થી ૨,૦૦૦ ફીટ ઉંચી છે. નર્મદાના મૂળ અમરકંટક આગળ વિંધ્ય અને સાતપુડા મળે છે. ખંભાતના અખાતના કિનારાથી સાતપુડા પર્વતની હારો પૂર્વ તરફ લગભગ ૬૦૦ માઇલ સુધી જાય છે. મધ્ય પ્રાંતનું હવા ખાવાનું ઠેકાણું પંચમઢી એનું ઉંચું શિખર છે. આરાવલી નામના ડુંગરા રજપુતાનામાં

આવેલા છે. તેની સરાસરી ઉંચાઇ ૨,૦૦૦ ફીટની છે; જો કે એનાં ઉંચા શિખર આબુ પર્વતની ઉંચાઈ ૫,૬૫૦ ફીટની છે.

હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા પર પશ્ચિમઘાટ અથવા સહ્યાદ્રિ પર્વત છે, તે વિષે કેટલુંક આગળ કહેવાઇ ગયું છે. તાપીની ખીણથી કન્યાકુમારી ભૂશિર સુધી તેઓ ઉત્તર–દક્ષિણ આવેલા છે. મરાઠા ઇતિહાસમાં પ્રખ્યાત થએલા: રાયગઢ, પ્રતાપગઢ, અને સિંહગઢ જેવા લગભગ સોએક કિલ્લા એ ઘાટમાં છે. મહાબળેશ્વરનું હવા ખાવાનું ઠેકાણું પણ ત્યાંજ છે. મદ્રાસ ઇલાકામાં પૂર્વઘાટ ને પશ્ચિમઘાટ નીલગિરિના ડુંગરા આગળ મળે છે. ત્યાં આગળ ઉત્તાકામંડ, કુન્નૂર અને કોટાગિરિનાં હવા ખાવાના સ્થળો છે. નીલગિરિ પર ચંદનવૃક્ષ અને યુકેલિપ્ટસ ઘણાં થાય છે.

પૂર્વઘાટ દક્ષિણના ઉચ્ચપ્રદેશમાં પૂર્વ તરફ આવેલા છે. એ પર્વતની હારો એક સરખી આવેલી નથી, પણ તૂટક છે, અને તેમાં થઇને દક્ષિણની નદીઓ કિનારાના પ્રદેશ સુધી વહીને બંગાળાના ઉપસાગરમાં પડે છે. આ પહાડોની સરાસરી ઉંચાઈ ૨,૦૦૦ ફીટની છે, ગંજામ અને વિઝાગાપટ્ટણમાં તેઓ કિનારાની પાસે આવેલા છે, પરંતુ દક્ષિણમાં કિનારાથી લગભગ ૧૦૦ થી ૧૫૦ માઇલ સુધી દેશના અંદરના ભાગમાં દૂર જાય છે, તેથી 'પૂર્વના કિનારાનો પ્રદેશ' બને છે.

**નદીઓ:**—હિંદુસ્તાનમાં મુખ્ય પર્વતોની હારો ઉત્તર, મધ્ય, અને દક્ષિણ હિંદમાં આવેલી છે, એટલે હિંદુસ્તાનની નદીઓના ત્રણ વિભાગ કરી શકાય. (૧) ઉત્તરની નદીઓ, એટલે હિમાલય અને તેના વાયવ્ય તથા ઇશાન ભાગોમાંથી નીકળતી, (૨) મધ્ય હિંદની નદીઓ, એટલે વિંધ્ય અને સાતપુડા પર્વતોમાંથી નીકળતી, અને (૩) દક્ષિણની નદીઓ, એટલે પશ્ચિમઘાટમાંથી નીકળતી નદીઓ.

**(૧) હિમાલયમાંથી નીકળતી અથવા ઉત્તરની નદીઓ:—**

**(અ) ગંગા**—૧૩,૦૦૦ ફીટની ઉંચાઇએ આવેલા ગંગોત્રી શિખરમાંથી ગંગા નદી નીકળે છે, અને ઉત્તરના મેદાનમાં વહી

બંગાળાના ઉપસાગરમાં પડે છે. એ ૧,૫૫૭ માઇલ લાંબી છે, અને 'ભાગીરથી' નામથી પણ ઓળખાય છે. હરદ્વાર આગળ ગંગા નદી ૧,૦૦૦ ફીટ નીચે વહી મેદાનના પ્રદેશમાં જાય છે. ગંગા નદીને હિંદુ લોકો ઘણી પવિત્ર ગણે છે. વહાણવટીને અનુકૂળ અને ખપમાં આવે એવી હુગલી નદી ગંગાના છેક પશ્ચિમ તરફનો મુખનો ભાગ છે. ગંગાના ડાબા કિનારા પર મળનારી એની શાખાઓ ગોમતી, ગોગ્રા, ગંડક, બાઘમતી વગેરે છે. વળી જમના અને એની શાખાઓ ચંબલ અને સોન નદી એના જમણા કિનારા પર મળે છે. આફ્રિકા ખંડના ઇજિપ્ટમાં નાઇલ નદી આશીર્વાદ સમાન છે, તેજ પ્રમાણે હિંદુસ્તાનના ઉત્તર અને પૂર્વના પ્રદેશો માટે ગંગા નદી છે. આ નદીમાંથી ઘણી નહેરો ખોદી કાઢવામાં આવી છે.

(ખ) જમનાઃ—દરિયાની સપાટીથી લગભગ ૧૧,૦૦૦ ફીટની ઉંચાઇએ આવેલા હિમાલયના નંદદેવી શિખરમાંથી જમના નદી નીકળે છે. જમ-નોત્રી જ્યાં એ નદીનું મૂળ છે, તે ગંગોત્રીથી બહુ દૂર નથી. લગભગ ૮૬૦ માઇલ વહ્યા પછી અલ્લાહાબાદ (પ્રયાગ) આગળ ગંગા ને જમનાનો સંગમ થાય છે. એ સંગમને 'ત્રિવેણી સંગમ' કહે છે; કારણ કે સરસ્વતી નામની ત્રીજી ગુપ્ત નદી એને ત્યાંજ મળે છે એમ કહેવાય છે. આ નદીમાંથી પૂર્વ અને પશ્ચિમ તરફ નહેરો ખોદવામાં આવી છે. માળવા અને અરાવલી પ્રદેશમાં વહેતી ચંબલ અને બાટવા જમનાને મળે છે. દિલ્હી, મથુરા, આગ્રા, અને અલ્લાહાબાદ એના પર આવેલાં મુખ્ય શહેરો છે.

(ગ) બ્રહ્મપુત્રાઃ—આ નદી તિબેટના માન સરોવર આગળથી નીકળે છે. પૂર્વ તરફ લગભગ ૮૫૦ માઇલ સુધી એ સાંપુ નામથી તિબેટમાંજ વહે છે, અને હિમાલયના પૂર્વ છેડા આગળ દક્ષિણમાં આસામ તરફ વળે છે; ત્યાં એને બ્રહ્મપુત્રા કહે છે. ત્યાંથી પશ્ચિમ તરફ આગળ વહી ગંગા નદીને મળી મેઘનાના નામથી બંગાળાના ઉપસાગરને મળે છે. જેમ સિંધુને સતલજ, અને ગંગાને

જમના જેવી શાખાઓ છે, તેવી એને મોટી શાખાઓ નથી; તોપણ વેપારરોજગાર તથા ખેતીવાડીના કામમાં એની ઉપયોગિતા ઘણી છે.

(ક) સિંધુ:—આ નદી હિમાલયના પશ્ચિમ ભાગમાંથી નીકળી પશ્ચિમનાં મેદાનોને ફળદ્રુપ બનાવે છે. માન સરોવર આગળના કૈલાસ પર્વત આગળથી નીકળી કાશ્મીર, વાયવ્ય સરહદના પ્રાંતો, પંજાબ, અને સિંધમાં આ નદી ૧,૮૦૦ માઇલ સુધી વહે છે. આ નદીને ઘણી શાખાઓ છે. એને ડાબે કિનારે મળતી પંજાબની પાંચ નદીઓ જેલમ, ચિનાબ, રાવી, બિઆસ, અને સતલજ આવેલી છે, અને જમણે કિનારે સફેદ કોહ, કાબુલ, અને બીજી નદીઓ એને મળે છે. પંજાબની પાંચ નદીઓ મળીને 'પંજનદ' થાય છે, તે સિંધુ નદીને એના મુખથી ૪૯૦ માઇલ આગળ મીઠાકોટ નજીક મળે છે. અટક આગળ એને કાબુલ નદી મળે છે, ત્યાં વિસ્તારમાં એ ઘણી મોટી થાય છે. સિંધુનો મુખ આગળનો ત્રિકોણાકાર પ્રદેશ સપાટ અને ઝાડપાન વગરનો છે, અને ગંગાના એવા ભાગ કરતાં આફ્રિકાની નાઇલ નદીના મુખ આગળના ભાગને વધારે મળતો આવે છે. આ નદીનો નીચેનો પ્રવાહ રણમાંથી જાય છે, અને તેમાંથી ઘણી નહેરો ખોદી કાઢવામાં આવી છે.

## (૨) મધ્ય હિંદની નદીઓ:—

(અ) નર્મદા:—આ નદી સાતપુડા પર્વતના ઇશાન ખુણામાં અમરકંટકના ઉંચા પ્રદેશમાંથી નીકળી પશ્ચિમમાં લગભગ ૮૦૦ માઇલ વહી ખંભાતના અખાતને મળે છે. જબલપુર આગળ એની પહોળાઇ માત્ર ૨૦ વારની છે. એનો મુખથી ૧૭૦ માઇલનો પ્રવાહ મુંબઈ ઇલાકામાં છે, અને ભરૂચની દક્ષિણે એનું મુખ સત્તર માઇલ જેટલું પહોળું થાય છે. દક્ષિણ અને ઉત્તર હિંદુસ્તાનની સીમા આ નદીથી નક્કી થાય છે. ગંગા માફક આ નદીને પણ હિંદુ લોકો પવિત્ર ગણે છે.

(ध) તાપીઃ—આ નદી સાતપુડા પર્વતમાંથી નીકળે છે, અને પશ્ચિમમાં મધ્ય પ્રાંતમાં વહી સુરત આગળ ખંભાતના અખાતને મળે છે. શરૂઆતના ૧૫૦ માઇલ સુધી તો નદીનો પ્રદેશ ડુંગરાળ છે, પણ આગળ જતાં એ સપાટ જમીનમાં વહે છે. જી. આઇ. પી. રેલવેએ ભુસાવળ આગળ, અને બી. બી. એન્ડ. સી. આઇ. રેલવેએ સુરત આગળ એના ઉપર પૂલો બાંધ્યા છે. એ નદી પર સુરત નામનું બંદર આવેલું છે.

(क) મહાનદીઃ—આ નદી કટક આગળ બંગાળાના ઉપ-સાગરને મળે છે. એનો અર્ધો પ્રવાહ મધ્ય પ્રાંતોમાં અને અર્ધો ઓરિસામાં છે. ઓરિસામાં એમાંથી નહેરો કાઢવામાં આવી છે. સંબલપુર, કટક, અને પુરી એના પર આવેલાં મુખ્ય શહેરો છે.

(૩) દક્ષિણની નદીઓઃ—દક્ષિણની નદીઓ ઉત્તરનાં મેદાનોની નદીઓ કરતાં ઘણી જુદી છે, અને વર્ષમાં મોસમે મોસમે તેમાં ફેરફાર થાય છે. તેઓ ઉંડી ખીણોમાં થઇને વહેતી હોવાથી નહેરોના કામમાં બહુ આવી શકતી નથી, તેમજ ઉંચા પ્રદેશોમાંથી જ્યારે તેઓ મેદાનમાં વહે છે, ત્યારે તેમાંથી જળધોધ પડે છે, તેથી નાવિકો માટે પણ નિરુપયોગી છે.

(अ) ગોદાવરીઃ—મુંબઈ ઇલાકામાં અરબી સમુદ્રથી લગભગ ૫૦ માઇલ દૂર નાશક આગળ પશ્ચિમઘાટમાંથી આ નદી નીકળે છે, અને પૂર્વ તરફ ૯૦૦ માઇલ વહીને બંગાળી ઉપસાગરને મળે છે. હૈદ્રાબાદમાં થઇને દક્ષિણના ઉચ્ચપ્રદેશમાં વહી પૂર્વઘાટમાં પસાર થઈ મદ્રાસ ઇલાકાના કિનારાનાં મેદાનોમાં એ જાય છે. ગોદાવરી હૈદ્રાબાદની મોટી નદી છે. દરિયાથી લગભગ ૪૦ માઈલ દૂર એનો ત્રિકોણાકારવાળો મુખપ્રદેશ આવેલો છે; ત્યાં નહેરોના કામ માટે એક મોટો બંધ બાંધવામાં આવ્યો છે.

(ब) કૃષ્ણાઃ—હિંદી મહાસાગરથી લગભગ ૪૦ માઇલ દૂર મહાબળેશ્વર આગળથી આ નદી નીકળે છે, અને ઉચ્ચપ્રદેશના

દક્ષિણ ભાગમાં આશરે ૮૦૦ માઇલ વહી બંગાળાના ઉપસાગરને મળે છે. હૈદ્રાબાદના દેશી રાજ્યની દક્ષિણ સરહદે થઇ મદ્રાસ ઇલાકામા એ વહે છે. ભીમા અને તુંગભદ્રા નામની એની બે શાખાઓ છે. બેઝવાડા આગળ એમાં પણ બંધ બાંધવામાં આવ્યો છે.

(ક) કાવેરી:—આ નદી કુર્ગમાં આવેલા બ્રહ્મગિરિ પર્વતમાથી નીકળે છે, અને કુર્ગ, મ્હૈસુર, અને કર્ણાટકના મેદાનમાં વહી બંગાળાના ઉપસાગરને મળે છે. મ્હૈસુરમાં આ નદી ઉપર આશરે ૧૨ બંધો બાંધવામાં આવ્યા છે, જેમાંથી ૧,૦૦૦ ચોરસ માઇલના વિસ્તારમાં નહેરો ખોદવામાં આવી છે- આ નદીમાં મ્હૈસુર રાજ્યમાં શ્રીરંગપટ્ટણ આગળ અને શિવસમુદ્રમ જ્યાં આગળ નદી ૩૨૦ ફીટની ઉંચાઈ એથી નીચે વહે છે, ત્યાં બે બેટો આવેલા છે. ત્યાં આગળ એક બંધ બાંધવામાં આવ્યો છે, જેમાંથી ૯૨ માઇલ દૂર આવેલી કોલરની સોનાની ખાણો ચલાવવા, તથા ૫૯ માઇલ દૂર આવેલા બેંગલોર શહેરને વિજળીની રોશની પૂરી પાડવા વિજળીની શક્તિ પેદા કરવામાં આવી છે. કાવેરીના મુખપ્રદેશમાંનું તાંજોર શહેર 'દક્ષિણ હિંદનો બગીચો' છે, અને કાવેરી નદી 'દક્ષિણ-ગંગા' કહેવાય છે.

---

## ૧૬. હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ.

હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ છે. પ્રથમ આ દેશનો રાજ્યવહીવટ ઇસ્ટ ઇંડિઆ કંપનિના હાથમાં હતો, પણ ઇ. સ. ૧૮૫૭ માં બળવો જાગ્યો, ત્યાર પછી હિંદનો રાજ્યવહીવટ ઇંગ્લાંડના રાજ્યકર્તાના હાથમાં આવ્યો છે. ઇંગ્લાંડના રાજા હિંદના શહેનશાહ કહેવાય છે. તે ઇંગ્લાંડમાં રહે છે, તેથી હિંદુસ્તાનનો રાજ્યવહીવટ તેમના પ્રતિનિધિ મારફતે ચાલે છે. બ્રિટનમાં હિંદના રાજ્યવહીવટ માટે એક હિંદી પ્રધાન નીમવામાં આવે છે, અને તેને

'સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇંડિઆ' કહે છે. તેને મદદ કરવા માટે લગભગ ૮ થી ૧૨ મેમ્બરોની કાઉન્સિલ અથવા મંડળી હોય છે, જેની નીમણૂક પાંચ વર્ષ માટે કરવામાં આવે છે. હિંદી પ્રધાન-મંડળના એ સભ્યો માટે એવો નિયમ છે, કે તેમણે હિંદુસ્તાનમાં ઓછામાં ઓછી દસ વર્ષ નોકરી કરી હોવી જોઇએ, અને પાંચ વર્ષ કરતાં વધારે વખત પહેલાં તે છોડી હોવી જોઇએ નહિ. હિંદુ-સ્તાનના રાજ્યવહીવટ ઉપરાંત હિંદુસ્તાનની ઉપજનો કેટલો અને કેમ ખર્ચ કરવો, તે બાબત પર પ્રધાનમંડળ નિગાહ રાખે છે. આ મંડળનો સભ્ય પાર્લમેન્ટનો સભ્ય થઇ શકે નહિ એમ ઠરાવવામાં આવેલું છે.

હિંદુસ્તાનમાં રાજાના મુખ્ય પ્રતિનિધિ ગવર્નર જનરલ હોય છે, તેને વાઇસરોય કહે છે. તે અને તેની મદદનીશ કાઉન્સિલને 'હિંદી સરકાર' કહે છે. જે પ્રધાનમંડળ ઇંગ્લાંડમાં સત્તા ભોગવતું હોય છે, તે ગવર્નર જનરલની નીમણૂક કરે છે, અને સાધારણ રીતે તે પાંચ વર્ષ સુધી અમલ ભોગવે છે. એની કારોબારી મંડળીમાં વાઇસરોય પોતે અને હિંદી સેનાપતિ ઉપરાંત સાત સભાસદો હોય છે. એની કારોબારી અથવા કાર્યવાહક મંડળીના ઓછામાં ઓછા ત્રણ સભ્યોએ હિંદુસ્તાનમાં દસ વર્ષ નોકરી કરી અનુભવ મેળવ્યો હોવો જોઇએ, અને તેમાંનો એક બારિસ્ટર એટલે ધારાશાસ્ત્રી હોવો જોઇએ. રાજ્યવહીવટનાં નવ ખાતાં કરવામાં આવ્યાં છે, અને તે દરેક ઉપર હિંદી સરકારનો એકેક સેક્રેટરી ઉપરી અધિકારી તરીકે નીમવામાં આવે છે. હિંદી પ્રધાન, વાઇસરોય, હિંદી સેનાપતિ, પ્રાંતોના ગવર્નર, વાઇસરોય અને ગવર્નરની કારોબારી મંડળીના સભાસદો, તથા હાઇકોર્ટના ન્યાયાધીશોની નીમણૂક નામદાર શહેનશાહ પોતે કરે છે.

વાઇસરોયને કાયદાકાનુનો ઘડવાના કામમાં મદદ કરવા માટે પહેલાં એક સભા હતી, પણ ઇ. સ. ૧૯૧૯ માં હિંદુસ્તાનના રાજ્યવહીવટમાં સુધારા કરવામાં આવ્યા, ત્યારથી બે સભા આપવામાં

આવી છે, તેને લેજિસ્લેટિવ એસેમ્બલી અને કાઉન્સિલ ઑફ સ્ટેટ કહે છે. લેજિસ્લેટિવ એસેમ્બલીમાં મેમ્બરોની કુલ સંખ્યા ૧૪૪ ની છે; તેમાંથી ૨૬ સરકારી અમલદાર, ૧૦૪ પ્રજામતથી ચુંટાએલા, અને ૧૪ સરકારે નીમેલા હોય છે. કાઉન્સિલ ઑફ સ્ટેટમાં ૬૦ સભાસદો હોય છે, જેમાંથી લગભગ ૨૦ સરકારી અમલદારો હોય છે. કોઇ પણ બિલ બન્ને સભામાં પાસ થયા વગર કાયદો થઇ શકતો નથી. પ્રથમ બિલ એસેમ્બલીમાં પાસ થવું જોઇએ, અને ત્યાર પછી કાઉન્સિલ ઑફ સ્ટેટને વાજબી લાગે, તો તેને બહાલ રાખે છે.

ઈ. સ. ૧૯૧૨ પછી હિંદુસ્તાનમાં મોટા નવ પ્રાંતો અને નાના છ પ્રાંતો કરવામાં આવ્યા છે. મોટા પ્રાંતના ઉપરી અમલદાર તરીકે ગવર્નરને નીમવામાં આવે છે, અને તે વાઇસરોય અને તેની કાઉન્સિલના તાબામાં રહે છે. પ્રાંતોમાં દ્વિરાજ્ય પદ્ધતિ ચાલે છે; કારણ કે કેટલીક બાબતમાં ગવર્નર પોતાની કાઉન્સિલની સલાહથી ચાલે છે, અને કેટલીક બાબતો જે દેશી પ્રધાનોને સોંપવામાં આવી છે, તેમાં દેશી પ્રધાનો ગવર્નરને સલાહ આપે છે. મ્યુનિસિપલ અને લોકલબોર્ડ ખાતું, કેળવણી ખાતું, આબકારી ખાતું અને આરોગ્ય ખાતું, દેશી પ્રધાનોને સોંપવામાં આવ્યાં છે. ગવર્નરની કારોબારી સભામાં વધારેમાં વધારે ચાર સભાસદો હોય છે, જેમાંના એક જણને તો ઓછામાં ઓછો ૧૨ વર્ષનો સરકારી નોકરીનો અનુભવ હોવો જોઇએ એવું ઠરાવેલું છે. મુંબઇની ધારાસભામાં સભાસદોની સંખ્યા ૧૧૧, અને મદ્રાસ અને બંગાળાની ધારાસભામાં અનુક્રમે ૧૨૭ અને ૧૩૯ ની છે. આ ત્રણ ઇલાકા ઉપરાંત હિંદુસ્તાનમાં બીજા પ્રાંતો છે, તેમાં પણ નવા સુધારાથી ગવર્નરની નીમણુક થઇ છે. પંજાબ, આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો, બહાર અને ઓરિસ્સા, મધ્ય પ્રાંતો, આસામ, અને બ્રહ્મદેશમાં ગવર્નર નિમાય છે. તેમને મદદ કરવાને પણ એક્ઝીક્યુટિવ અને લેજિસ્લેટિવ એટલે કારોબારી સભા અને ધારાસભા હોય છે.

વાયવ્ય સરહદનો પ્રાંત, બ્રિટિશ બલુચિસ્તાન, કુર્ગ, અજમેર–મ્હેરવાડા, દિલ્હી, તથા આંદામાન અને નિકોબાર ગવર્નર જનરલના તાબામાં છે, અને તેનો વહીવટ ચીફ કમિશનર કરે છે. દરેક પ્રાંતના વિભાગ પાડવામાં આવ્યા છે, અને તેમાં કમિશનર નીમવામાં આવે છે. દરેક વિભાગના ભાગ પાડી જિલ્લા બનાવવામાં આવ્યા છે, અને તેનો ઉપરી અમલદાર ડેપ્યુટી કમિશનર અથવા કલેકટર હોય છે. તેને પોતાના જિલ્લાની પુરેપુરી સત્તા હોય છે, પણ તે પોતાના પ્રાંતના ગવર્નરના હાથ નીચે છે. બ્રિટિશ હિંદુસ્તાનમાં આવા જિલ્લાની સંખ્યા લગભગ ૩૦૦ની છે.

હિંદુસ્તાનનો ⅔ ભાગ અંગ્રેજ સરકારની સીધી દેખરેખ નીચે છે. એ સિવાયનો બીજો ભાગ દેશી રાજાઓના હાથમાં છે. આવાં નાનાં મોટાં દેશી રાજ્યોની સંખ્યા આસરે ૭૦૦ ની છે. હૈદ્રાબાદ, મ્હૈસુર, કાશ્મીર, વડોદરા વગેરે મોટાં રાજ્યોમાં અંગ્રેજ સરકાર તરફથી સલાહ આપવા તથા દેખરેખ રાખવા રેસિડંટ રહે છે. કેટલાંક મોટાં રાજ્યો પર એજન્ટ ટુ ધી ગવર્નર જનરલની દેખરેખ હોય છે, અને નાનાં રાજ્યો વાસ્તે એજન્ટ ટુ ધી ગવર્નર રાખવામાં આવે છે. બીજાં ઘણાં નાનાં દેશી રાજ્યોના ઉપર જિલ્લાનો કલેકટર દેખરેખ રાખે છે, અને તે પોલિટિકલ એજન્ટ ટુ ધી ગવર્નર કહેવાય છે.

---

## ૧૭. હિંદુસ્તાનના રાજકીય ભાગો.

હિંદુસ્તાનના મુખ્ય ત્રણ કુદરતી વિભાગ થઇ શકે છે, એવું તમે આગળ શીખી ગયા. (૧) વાયવ્ય, ઉત્તર, અને ઇશાનનો પહાડી મુલક, (૨) ઘણોજ અગત્યનો, ફળદ્રુપ અને વસ્તીવાળો, મધ્યમાં આવેલો મોટાં મેદાનોનો પ્રદેશ, અને (૩) દક્ષિણનો ઉચ્ચપ્રદેશ અથવા દ્વીપકલ્પનો ભાગ. હિંદુસ્તાન એવડો મોટો દેશ છે, કે ઉપર ગણાવેલા કેટલાક કુદરતી વિભાગોની સાથે રાજકીય વિભાગો સંબંધ ધરાવે છે.



હિંદુસ્તાન: રાજકીય વિભાગો.

૧. ગવર્નરના હસ્તકમાં:—મુંબઇ ઇલાકો, મદ્રાસ ઇલાકો, બંગાળા, બહાર અને ઓરિસ્સા, મધ્ય પ્રાંતો અને વરાડ, આગ્રા—અયોધ્યાના સંયુક્ત પ્રાંતો, પંજાબ, આસામ, અને બ્રિટિશ બ્રહ્મદેશ.

૨. **ચીફ કમિશનરના હસ્તકમાં**:—વાયવ્ય સરહદનો પ્રાંત, બ્રિટિશ બલુચિસ્તાન, દિલ્હી પ્રાંત, અજમેર–મ્હેરવાડા, કુર્ગ પ્રાંત, અને આંદામાન-નિકોબાર ટાપુઓ.

૩. **રેસિડન્ટની દેખરેખ નીચેનાં દેશી રાજ્યો**:—કાશ્મીર, ગાયકવાડી રાજ્ય, નિઝામ હૈદ્રાબાદ, અને મ્હૈસુર.

૪. **એજન્ટ ટુ ધી ગવર્નર જનરલની દેખરેખ નીચેનાં દેશી રાજ્યો**:—રજપુતાના, મધ્ય હિંદ એજન્સિ, અને પશ્ચિમ હિંદ એજન્સિ.

□ **સ્વતંત્ર રાજ્યો**:—નેપાળ અને ભુતાન.

### (अ) વાયવ્ય તરફનો ડુંગરી પ્રદેશ.

આ પ્રદેશમાં ઘણા રાજકીય વિભાગો આવેલા છે; જેમાંના કેટલાક ગવર્નર જનરલના હાથ નીચે છે, અને સામ્રાજ્યના અંગ છે. આ દેશો (अ) વાયવ્ય સરહદના પ્રાંત, અને (ब) બ્રિટિશ બલુચિસ્તાન છે.

**(अ) વાયવ્ય સરહદનો પ્રાંત**:—આ પ્રાંત હિંદુસ્તાનની વાયવ્ય સરહદ પર આવેલો છે. એ પ્રાંતનો પૂર્વ તરફનો મુલક બ્રિટિશના હાથમાં છે, અને બાકીના ભાગમાં ચીફ કમિશનરની સત્તા નીચે પઠાણ લોકો રહે છે. એ ઉપરાંત એમાં ચિત્રાલ, ખૈબર, અને કુરમ નામનાં દેશી રાજ્યો આવેલાં છે. એમાં કાબુલ, ચિત્રાલ વગેરે નદીઓ, અને તેમની ખીણો પાસે થઇને અફગાનિસ્તાન અને હિંદુકુશમાંથી આવવાના ડુંગરી માર્ગો આવેલા છે. પેશાવરમાં ઉનાળામાં ગરમી ૧૨૦° સુધી ચઢી જાય છે, અને શિઆળામાં ૩૦° સુધી ઉતરી જાય છે. લોકોની ભાષા પુશ્તુ અને પંજાબી છે, અને તેમનો ઘણો ભાગ મુસલમાન છે.

હિંદુસ્તાનમાં ઉત્તર તરફથી જમીનમાર્ગે આવવાનો માર્ગ આ પ્રાંતમાં હોવાથી એમાં ઘણા મજબુત કિલ્લા બાંધવામાં આવેલા છે, અને તેમાં લશ્કર રહે છે. મુખ્ય કિલ્લા પેશાવર, નવેશરા, કોહાત,

બનુ, અને ડેરાઈસ્માઈલખાનમાં છે. જમરૂદ નામનો કિલ્લો ખૈબર-ઘાટમાં જવાના માર્ગને મથાળે પેશાવરની રેલવે સડક પૂરી થાય છે ત્યાં આવેલો છે.

મુખ્ય ગામો: એબટાબાદ:—હઝારા જિલ્લાનું મુખ્ય શહેર છે. એમાં લશ્કર રહે છે. કુરમ નદી ઉપરના બનુ શહેરમાં પણ લશ્કર રહે છે; ત્યાંનો વેપારરોજગાર ઠીક ચાલે છે. સિંધુ નદીના જમણા કિનારાથી માત્ર ૪ માઇલને અંતરે ડેરાઇસ્માઇલખાન નામનું લશ્કરી છાવણીવાળું ગામ છે. ગોમલ માર્ગમાં થઇને અફગાન વેપારીઓના કાફલા ત્યાં થઇને હિંદુસ્તાનમાં આવજા કરે છે. ખબર માર્ગના દાખલ થવાના ભાગથી ૧૦ માઈલ દૂર આ પ્રાંતનું મુખ્ય શહેર પેશાવર આવેલું છે. એ ઘણું પુરાણું શહેર છે, અને એને 'હિંદુસ્તાનના દરવાજા'ની ઉપમા આપવામાં આવે છે. મધ્ય એશિઆ સાથેના વેપારનું એ મુખ્ય મથક છે. કાબુલ અને કંદહારથી કાચું રેશમ, ઊન, લીલા અને સુકા મેવા, ચામડાં, સાદડી વગેરે લઇને વેપારીના કાફલા ત્યાં આવે છે. એ શહેરમાં પણ જબરી લશ્કરી છાવણી છે.

(ઘ)બલુચિસ્તાન:—એમાં બ્રિટિશ બલુચિસ્તાન, તથા કિલાત અને લાસબેલાનાં દેશી રાજ્યોનો સમાવેશ થાય છે. આ દેશમાં માત્ર હિંગોલ નામની એકજ મોટી નદી માલમ પડે છે, અને વધારેમાં વધારે વરસાદ ૧૦ ઇંચ જેટલો થાય છે. બ્રિટિશ બલુચિસ્તાનનું મુખ્ય શહેર કવેટા છે. એ પ્રાંત ચીફ કમિશનરની સત્તામાં છે. મધ્ય અને નૈઋત્યના ભાગમાં કિલાતનું રાજ્ય આવેલું છે. તે તદ્દન પહાડી મુલક છે. એની દક્ષિણે લાસબેલાનું રક્ષિત રાજ્ય છે, તેનો જામ જો કે સ્વતંત્ર છે, તોપણ કિલાતના ખાનને લશ્કરી મદદ આપવાને બંધાએલો છે.

## (ઙ) હિમાલયનો ઉત્તર તરફનો પહાડી મુલક.

આ મુલકમાં કાશ્મીર અને જમ્મુ, નેપાળ, સિક્કિમ અને ભુતાનનાં દેશી રાજ્યો આવેલાં છે.

(અ) કાશ્મીર અને જમ્મુનું રાજ્યઃ—આ રાજ્ય હિંદુસ્તાનની ઉત્તરે આવેલું છે, અને તેમાં ત્યાંના મહારાજા રાજ્ય કરે છે. અંગ્રેજ લોકો એ રાજ્યને કાશ્મીર કહે છે, અને હિંદુસ્તાનના લોકો એને જમ્મુના રાજ્યથી ઓળખે છે. સિંધુ નદીની શાખા જેલમની ખીણમાં કાશ્મીર, અને ચિનાબની ખીણમાં જમ્મુ આવેલાં છે. કાશ્મીર ડુંગરા અને ખીણોવાળો ઘણો સુંદર અને રમણીય દેશ છે. ૬,૦૦૦ ફીટની ઉંચાઇએ ૧૮,૦૦૦ ફીટ ઉંચા બરફથી ઢંકાએલા પર્વતોથી ઘેરાએલી ૮૦ માઇલ લાંબી અને ૨૫ માઇલ પહોળી કાશ્મીરની લીલી ખીણ આ દેશના મધ્ય ભાગમાં આવેલી છે.

આ દેશમાં સિંધુ અને તેની શાખાઓ વહે છે. દેશની આસપાસ ખાસ બરફવાળા ડુંગરાઓ વીંટળાયલા હોવાથી ગરમીનું પ્રમાણ ત્યાં ઓછું છે. હિંદુસ્તાન, મધ્ય એશિઆ, અને તિબેટ સાથે આ દેશનો વેપાર ચાલે છે

ઇ. સ. ૧૯૦૫ પછી કાશ્મીરના મહારાજા પોતાના પ્રધાનની સલાહથી કારભાર ચલાવે છે. એ રાજ્યમાં હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે એક રેસિડન્ટ રહે છે, તેને સંપૂર્ણ સત્તા છે. શ્રીનગર અને જમ્મુ એજ બે ગામ અગત્યનાં છે. શ્રીનગર આ રાજ્યનું પાટનગર છે, અને જેલમ નદી પર આવેલું છે. ઉનાળામાં મહારાજા ત્યાં રહે છે. કાશ્મીરી સાલ વખણાય છે. હમણાં ત્યાં ગાલીચા તથા શેતરંજી બનાવવાના અને ચાંદી, તાંબા, અને લાકડાના કોતરણી કરવાના ઉદ્યોગો ચાલે છે. જમ્મુ એ મહારાજાનું શિઆળાનું રહેઠાણ છે. શિકારને વાસ્તે ઘણા માણસો ત્યાં જાય છે, પણ હાલ કાશ્મીરની અગત્ય એક ઘણા સારા હવા ખાવાના સ્થાન તરીકે થાય છે, અને ત્યાં યુરોપીઅન અને હિંદી મુસાફરો ઘણા માલમ પડે છે.

(બ) નેપાળઃ—હિમાલયના દક્ષિણ ઢાળ પર સંયુક્ત પ્રાંતો અને બિહાર તથા ઓરિસ્સાના નવા પ્રાંતની ઉત્તરે ૫૦૦ માઇલ સુધી નેપાળનું રાજ્ય આવેલું છે. એની ત્રણ બાજુએ બ્રિટિશ મુલક,

અને ઉત્તરે તિબેટ આવેલા છે. એ દેશની પહોળાઈ લગભગ ૧૦૦ માઈલની છે. પર્વતની તળેટીના સાંકડા ભાગને 'તેરાઈ' કહે છે. ત્યાંની હવા બહુ ભેજવાળી અને ખરાબ છે. એના ઉપરના ભાગની આબોહવા ઘણીજ સુંદર છે, અને યુરોપના દક્ષિણ ભાગને મળતી આવે છે. આ દેશનો મુખ્ય પાક ચોખા છે. ત્યાં ઘઉં ઉગે છે. તેમાંથી બીર અને બીજી જાતનો દારૂ બને છે.

નેપાળની પ્રજા મોંગોલ લોકો, રજપુત, અને બીજા હિંદુઓથી ઉત્પન્ન થએલી મિશ્ર પ્રજા છે. ગુરખા લોકો રાજ્યકર્તાની જાતના છે, અને તેઓ હિંદુ ધર્મ પાળે છે. બીજા કેટલાક બૌદ્ધ ધર્મ પાળે છે. દેશના રાજાને મહારાજાધિરાજ કહે છે, પણ રાજ્યનો ખરો રાજ્યકર્તા મુખ્ય પ્રધાન, જેને મહારાજાનો ઇલ્કાબ હોય છે તે છે.

ખટમંડુઃ—એ રાજ્યનું પાટનગર છે, અને બાઘમતી નદી ઉપર આવેલું છે. શાક વંશ જેમાંથી ગૌતમ બુદ્ધ ઉતરી આવેલા હતા, તેમના પાટનગર કપિલવસ્તુની જગા તેરાઇના પશ્ચિમ ભાગમાં આવેલી છે. ગુરખા લોકો બહાદુર અને લડાયક છે. હિંદુસ્તાનના લશ્કરમાં ગુરખા પલટણો છે, અને તેમણે છેલ્લા યુરોપી વિગ્રહમાં બહુ બહાદુરી બતાવી હતી.

(क) સિકીમઃ—નેપાળના રાજ્યની પૂર્વે સિકીમનું નાનું રાજ્ય આવેલું છે. તિબેટના લોકો એને ડેન્જોન્ગ એટલે ચોખાનો દેશ કહે છે. એમાં વર્ષ દરમિઆન વરસાદ ૧૦૦ ઇંચ જેટલો થાય છે. એમાં જુદી જુદી જાતનાં આસરે ૪,૦૦૦ ફૂલના છોડ ઉગે છે, અને ચોખા, બાજરી, ઘઉં વગેરે થાય છે. એની ઉપર દેશી રાજા રાજ્ય કરે છે, અને ગેટકમાં રહેતા બ્રિટિશ અમલદારની સલાહ પ્રમાણે વર્તે છે. એમાં હિંદુ અને બૌદ્ધ ધર્મ પળાય છે.

(ख) ભુતાનઃ—પૂર્વ હિમાલયમાં આ સ્વતંત્ર રાજ્ય આવેલું છે. તેને હિમાલય પર્વત તિબેટથી જુદું પાડે છે. એની આબોહવા ઉંચાઇના પ્રમાણમાં બદલાતી જાય છે. નીચેના ડુંગરોમાં હાથી, ગેંડા, હરણ, વાઘ વગેરે જંગલી જનાવર ઘણાં છે.

ઇ. સ. ૧૯૦૭ સુધી ભુતાનમાં દ્વિરાજ સત્તા હતીઃ-(૧) ધાર્મિક સત્તા, અને (૨) રાજસત્તા; પણ ત્યાર પછી વંશપરંપરાની રાજગાદી સ્થાપવામાં આવી છે. ઇ. સ. ૧૯૧૦ ના કબુલાતનામાની રૂએ હિંદી સરકાર અંદરના કામમાં વચમાં પડતી નથી, પણ પરદેશી રાજ્યનીતિમાં સલાહ આપે છે. એ રાજ્યમાં બ્રિટિશ રેસિડંટ રહેતો નથી, પણ સિક્કીમનો બ્રિટિશ અમલદાર હિંદી સરકાર અને ભુતાનના રાજ્ય વચ્ચે સલાહકારનું કામ કરે છે.

### ૧૦ (ક.) ઈશાનનો સરહદનો પ્રદેશ.

આ પ્રદેશમાં હિંદુસ્તાનની પૂર્વે આવેલા અને હિંદી સામ્રાજ્યના ભાગ બ્રહ્મદેશનો સમાવેશ થાય છે. તેની હકીકત તમને આગળ પર હિંદુસ્તાનની ભૂગોળ પૂરી થયા પછી આપવામાં આવશે.

---

## ૧૮. હિંદુસ્તાનના રાજકીય ભાગો. (ચાલુ)

### (૨) સિંધુ-ગંગાના મેદાનના પ્રદેશો.

હિમાલય પર્વત અને મધ્ય હિંદના ડુંગરાઓ વચ્ચેનો પ્રદેશ સિંધુ-ગંગાનાં મેદાન તરીકે ઓળખાય છે. ઈશાનમાં આવેલા આસામના સરહદના પ્રાંત ઉપરાંત બંગાળા, બિહાર અને ઓરિસ્સાના પ્રાંતો, સંયુક્ત પ્રાંતો, અને પંજાબનો એમાં સમાવેશ થાય છે. વધારામાં કહીએ તો સિંધ, રજપુતાના, અને મુંબઈ ઈલાકાનો વાયવ્યનો ભાગ પણ એમાં આવી જાય છે.

(અ) આસામઃ—આસામની મુખ્ય પેદાશ ચા છે. એ પ્રાંતમાં ચાના લગભગ ૮૦૦ બગીચા આવેલા છે. તે ઉપરાંત શણ અથવા પાટનો ઉદ્યોગ આ પ્રાંતમાં હાલ ઘણો વધેલો છે. વળી જંગલોમાં રબરનાં ઝાડો ઘણાં માલમ પડે છે. ખનિજમાં કોલસા અને ચુનો નીકળે છે. એ કોલસો આગબોટ અને ચાનાં કારખાનાંમાં વપરાય છે. આસામના ઉપલા ભાગમાં કેરોસીનના કુવા પણ માલમ પડે છે.

ચીન અને તિબેટમાંથી મોંગોલ પ્રજાએ પ્રથમ આ પ્રદેશમાં વસવાટ કર્યો, અને ત્યાર પછી પશ્ચિમ તરફથી હિંદુઓ આવવા લાગ્યા, જે દેશના ધણી થઇ પડયા. મુખ્ય ભાષા બંગાળી બોલાય છે, જો કે તિબેટ અને બ્રહ્મદેશની મિશ્રિત ભાષા પણ પ્રચલિત છે. ઇ. સ. ૧૯૧૯ ના પાર્લમેન્ટના એક્ટની રૂએ રાજ્યના ઉપરી અમલદાર તરીકે ગવર્નર પોતાની કાઉન્સિલની મદદથી રાજ્ય કરે છે. આ પ્રાંતમાં મોટાં ગામો આવેલાં નથી. ખાસી ડુંગરામાં **ચેરાપુંજી** નામનું ગામડું છે; તેમાં આખી દુનિયામાં વધારેમાં વધારે વરસાદ પડે છે. ત્યાં સરાસરી વરસાદ ૪૫૮ ઇંચ જેટલો થાય છે. બ્રહ્મપુત્રા નદીના બન્ને કિનારે પ્રાચીન કામરૂપ દેશનું જુનું પાટનગર **ગૌહતી** આવેલું છે. આસામ–બેંગાલ રેલવેલાઇનનો ત્યાં આગળ છેડો આવે છે, અને ત્યાંથી ઘાટને માર્ગે થઇને **શિલોંગ** જવાની પાકી સડક બાંધવામાં આવી છે. શિલોંગ દરિયાની સપાટી કરતાં લગભગ ૪,૭૯૨ ફીટ ઉંચું છે, અને તેમાં ઉનાળા દરમિઆન રાજ્યની બેઠક રહે છે. **સિલહટ્ટ** અને **સદિયા** પણ આ પ્રાંતનાં જાણીતાં ગામ છે.

**(ब) મણિપુરઃ**—દરેક બાજુએ ડુંગરાથી વીંટળાએલું, ૩૫ માઇલ લાંબું અને ૨૦ માઇલ પહોળું મણિપુરનું દેશી રાજ્ય આ પ્રદેશમાં આવેલું છે. એની મુખ્ય નદી મણિપુર છે, અને તે ઇરાવદી નદીને મળે છે. દરિયાની સપાટીથી ૨,૦૦૦ થી ૩,૦૦૦ ફીટની ઉંચાઇએ આવેલું હોવાથી એની આબોહવા ઠંડી અને ખુશનુમા રહે છે. હાથી, વાઘ, ચિત્તા, રીંછ, ડુક્કર વગેરે જંગલી પ્રાણીઓ ત્યાં ઘણાં છે. મણિપુરના ઘોડા ખાસ વખણાય છે. એમાં દેશી રાજા રાજ્ય કરે છે, અને એનું મુખ્ય શહેર **ઇમ્ફાલ** છે. તે આસામ–બેંગાલ રેલવે પર **ડિમાપુર** ગામની પાસે આવેલું છે.

**(क) બંગાળા ઇલાકોઃ**—જેને પહેલાં નીચેના બંગાળાનો પ્રદેશ કહેતા હતા, તે ઇ. સ. ૧૯૧૨ પછી બંગાળા ઇલાકો કહેવાય છે. એ પ્રદેશમાં ઘણાં ફળદ્રુપ મેદાનો આવેલાં છે, અને તેમાં ઘણી

નદીઓ, ખાડીઓ, અને નહેરો વહે છે. ગંગા અને બ્રહ્મપુત્રાના મુખ આગળનો ત્રિકોણાકાર પ્રદેશ એમાં ખાસ કરીને ઘણો રસાળ છે. આ ઈલાકામાં લગભગ પાંચ કરોડ માણસની વસ્તી છે, અને દેશનો દેખાવ ઘણો રમણીય છે. ત્યાં ઉનાળો અને ચોમાસું એ બેજ ઋતુઓ છે. ગરમીનું સરાસરી પ્રમાણુ ૬૦° થી ૮૬° સુધીનું હોય છે. મોટી મોટી નદીઓમાં કાદવકીચડ ઘસડાઇ આવે છે, તેથી પ્રદેશ ફળદ્રુપ બને છે. ગંગા અને બ્રહ્મપુત્રા ઉપરાંત રૂપનારાયણ, દામોદર, ભાગીરથી, અને મેઘના નામની બીજી નદીઓ છે. ભાગીરથીના નીચેના પ્રવાહને હુગલી કહે છે. તેના ઉપર મુર્શિદાબાદ, પ્લાસી, નડિઆ, ચંદ્રનગર, ચિનસુરા, હાવરા, અને કલકત્તા આવેલા છે.

હુગલી નદીના મુખથી તે મેઘનાના મુખ સુધી ૬૦ થી ૮૦ માઇલનો અંદર જતો બંગાળાના ઉપસાગરના કિનારા આગળ આવેલો 'સુંદર બન' નામનો ભેજવાળો અને જંગલથી ભરપુર પ્રદેશ આવેલો છે. નદીઓમાં ઘસડાઇ આવતી માટીથી આ પ્રદેશ બનેલો છે, અને તેમાં થઈને નદીઓ, ખાડીઓ, અને ઝરાઓ વહે છે. સુંદરી નામનાં ઝાડ ઉપરથી આ પ્રદેશનું નામ 'સુંદર બન' પડયું છે. બંગાળાનો મુખ્ય પાક ચોખા છે. જેટલું શણુ અથવા પાટ આ દેશમાં ઉગે છે, તેટલું દુનિયાના કોઇ પણ ભાગમાં ઉગતું નથી. દાર્જીલિંગ અને ચિત્તગોંગમાં ચા મોટા પ્રમાણુમાં ઉગાડવામાં આવે છે. મુખ્ય ખનિજ કોલસો છે; રાણીગંજની કોલસાની ખાણો જાણીતી છે, અને હિંદુસ્તાનનો ¾ કોલસો બંગાળામાંથી નીકળે છે.

લોકો મુખ્ય ત્રણુ જાતમાંથી ઉતરી આવેલા છે. દ્રાવિડ, તિબેટ અને બ્રહ્મદેશની જાતો, અને આર્ય. પૂર્વ અને ઉત્તરના ભાગમાં મોંગોલ પ્રજાનો પણ અંશ દેખાય છે. આખો ઈલાકો એક ગવર્નર અને તેની બે સભાના હાથ નીચે મૂકવામાં આવેલો છે. કારોબારી સભામાં ૪ સભ્યો અને ધારાસભામાં ૧૨૫ સભ્યો છે, તેમાંથી પ્રધાનો ચૂંટી કાઢવામાં આવે છે. આખા ઇલાકાના પાંચ વિભાગ કરવામાં

આવ્યા છે, અને તે દરેક ઉપર એકેક કમિશનરની નીમણુક કરવામાં આવે છે. બર્દવાન, ચિત્તગોંગ, રાજશાહી, ઢાકા, અને ખુદ ઇલાકાનો ભાગ, એવી રીતે પાંચ વિભાગ થાય છે. એ વિભાગના જિલ્લા, તાલુકા વગેરેમાં ભાગ કરવામાં આવ્યા છે, તેમાં ડેપ્યુટી કમિશનર અથવા કલેક્ટર વહીવટ ચલાવે છે.

**મુખ્ય શહેરોઃ—**

**કલકત્તાઃ**—આ શહેર દરિયાથી લગભગ ૮૬ માઇલ દૂર હુગલી નદી પર આવેલું છે. શહેર નદીના ડાબા કિનારા પર ૭ માઇલ સુધી વસેલું છે, અને નદીના જમણા કિનારા પર હાવરા નામના એના પરા સાથે પૂલથી જોડાએલું છે. પરા અને શહેરની વસ્તી મળીને લગભગ ૧૩ લાખ માણસની સંખ્યા છે. એ શહેર એકલા બંગાળાના વેપારનો દરવાજો નથી, પણ ગંગા નદીના પ્રદેશનું વેપારનું મુખ્ય મથક છે. નદીની પાસે 'ફોર્ટ વિલિઅમ' છે, અને તેની સામે એક સુંદર બાગ, જેને મેદાન કહે છે તે આવેલો છે. એમાં ખાનગી તથા સરકારી મોટાં મોટાં મકાનો બાંધવામાં આવેલાં હોવાથી એ શહેરને 'મહાલયોના નગર'ની ઉપમા આપવામાં આવી છે. એમાં શણુ અથવા પાટ, લોટ, ચોખા, તેલ, કાગળ વગેરેની મિલો છે, ને સીલદા તથા હાવરાનાં રેલવેનાં બે મોટાં સ્ટેશનો આવેલાં છે. બંગાળામાં એક યુનિવર્સિટી છે, જેની લગભગ ૧૨ કોલેજો એ શહેરમાં આવેલી છે. ટુંકાણમાં કહીએ તો આ શહેર દુનિયાનાં મોટાં શહેરોમાંનું એક છે.

**હાવરાઃ**—ઉપર કહી ગયા તેમ ૭ માઇલ સુધી હુગલીના જમણા કિનારા પર આવેલું કલકત્તાનું આ એક પરૂં છે. એમાં વેપાર-રોજગાર અને હુન્નરઉદ્યોગનાં કારખાનાં ઘણાં છે. હાવરામાં સિબ-પુર આગળ એક મોટી ઇંજનેરી કોલેજ છે.

**દાર્જીલિંગઃ**—બંગાળાનું હવા ખાવાનું ઠેકાણું, અને સરકારનું ઉનાળાનું મથક છે. તે આશરે ૭,૫૦૦ ફીટની ઉંચાઇએ આવેલું

છે. એનો કુદરતી દેખાવ ઘણો ભવ્ય છે, અને ત્યાંથી કાંચનગંગાનાં શિખરોની બે જોડ દેખાય છે. ત્યાં ૧૨૦ ઇંચ જેટલો વરસાદ વરસે છે.

**મુર્શિદાબાદ**:—બંગાળાના નવાબ મુર્શિદકુલીખાને સ્થાપેલું, કલકત્તાની ઉત્તરે ભાગીરથી નદી પર આ શહેર આવેલું છે.

**પ્લાસી**:—કલકત્તાની ઉત્તરે ભાગીરથી નદી પર આ શહેર આવેલું છે. એ શહેર ઐતિહાસિક છે; કારણ કે બંગાળાના નવાબ સિરાજ–ઉદ્–દૌલાને કલાઈવે ઈ. સ. ૧૭૫૭ માં ત્યાં આગળ હરાવી અંગ્રેજી રાજ્યની બંગાળામાં સ્થાપના કરી હતી.

**ચિનસુરા**:—પહેલાં આ ગામ વલંદા લોકોનું હતું, પણ ઈ. સ. ૧૮૨૫ માં તે અંગ્રેજ લોકોના હાથમાં આવ્યું છે.

**ચંદ્રનગર**:—ચિનસુરાની દક્ષિણે અને કલકત્તાની ઉત્તરે ૨૨ માઈલ ઉપર આવેલું છે. આ શહેર ફ્રાન્સને તાબે છે.

**ઢાકા**:—પૂર્વ બંગાળાનું ઘણું મોટું અને અગત્યનું શહેર છે. અસલના વખતમાં એ ઘણી જાહોજલાલી ભોગવતું હતું, અને એમાં અસલના નવાબોની ગાદી હતી. અંગ્રેજ અમલ હિંદમાં થયો, તે પહેલાં ઢાકાની મલમલ ઘણી વખણાતી હતી. એમાં કેટલીક પાઠશાળાઓ અને ઘણી શાળાઓ આવેલી છે, અને ત્યાં એક વિદ્યાપીઠ સ્થાપવામાં આવી છે.

**ચિત્તેગોંગ**:—પૂર્વ બંગાળાનું બંદર છે. અહીંથી શણ પરદેશ ચડે છે.

**(ક) કુચબિહાર અને ટિપેરાનાં દેશી રાજ્યો**:—હિમાલય પર્વતની દક્ષિણે રંગપુર જિલ્લા આગળ કુચબિહારનું નાનું દેશી રાજ્ય આવેલું છે. એમાં ૭ લાખ માણસની વસ્તી છે, અને તે કોચ જાતની છે. એના રાજ્યવહીવટ માટે એક કૉન્સિલ છે, અને તેના પ્રમુખ તરીકે મહારાજા રહે છે. એ રાજ્યની પોતાની રેલવે છે; તે ઇસ્ટર્ન બેંગાલ રેલવે સાથે જોડવામાં આવી છે. ટિપેરા

એક બીજું દેશી રાજ્ય છે, અને તેનો રાજા બ્રિટિશ પદ્ધતિ પ્રમાણે રાજ્યનો અમલ ચલાવે છે. અગરતલા એનું પાટનગર છે.

(ग) **બિહાર અને ઓરિસ્સા**—બિહાર, ઓરિસ્સા, અને છોટાનાગપુરના ત્રણ નાના પ્રાંતોનો પહેલાં બંગાળા ઇલાકામાં સમાવેશ થતો હતો, પરંતુ ઈ. સ. ૧૯૧૨ પછી એ ત્રણે પ્રાંતો બિહાર અને ઓરિસ્સાના પ્રાંત તરીકે ઓળખાય છે.

**બિહાર**:—અસલના વખતમાં આ દેશમાં મગધનું રાજ્ય હતું. 'બિહાર' શબ્દ 'વિહાર' શબ્દનો અપભ્રંશ છે. અહીં બૌદ્ધ ધર્મની સ્થાપના થઈ હતી. આ પ્રાંત બંગાળાની પશ્ચિમે આવેલો છે; એની જમીન રસાળ છે. ગંગા નદીથી એના ઉત્તર અને દક્ષિણ બિહાર એમ બે ભાગ પડે છે. લોકો હિંદી ભાષા બોલે છે. ગંગા અને એની શાખાઓ શોણ, ગોગ્રા, ગંડકી અને કુશી નદીઓ એમાં વહે છે.

**મુખ્ય શહેરો: પટણા**:—ગંગા અને શોણના સંગમ આગળ આ શહેર આવેલું છે. આજથી ૨,૫૦૦ વર્ષ ઉપર મગધ રાજ્યના પાટનગર **પાટલિપુત્ર** તરીકે આ શહેર જાણીતું હતું. તેમાં ચંદ્રગુપ્ત અને અશોક નામે મહાન્ રાજાઓ રાજ્ય કરી ગયા છે.

**બાંકીપોર**:—એ પટણાનું પરૂં છે.

**દરભંગા**:—એ જિલ્લાનું મુખ્ય શહેર છે. એ જિલ્લામાં દરભંગાના મહારાજાની જાગીર આવેલી છે.

**બકસર**:—એક ઐતિહાસિક શહેર છે.

**મોંગીર**:—ગંગા નદી પર આવેલું છે. એમાં એક જુનો કિલ્લો, અને બંદુકો બનાવવાનું કારખાનું છે.

**ઓરિસ્સા**:—દક્ષિણની મહાનદીના મુખ આગળના કિનારાના ત્રિકોણાકાર પ્રદેશને ઓરિસ્સા કહે છે. એમાં કેટલાંક નાનાં દેશી રાજ્યો આવેલાં છે. એમાં વરસાદનું ચોક્કસ ધોરણ નથી, અને

કેટલીક વાર ચોમાસું બીલકુલ નિષ્ફળ નીવડે છે. આ કારણથી ત્યાં મોટી મોટી નહેરો ખોદવામાં આવી છે. વળી રેલવેની સડકો પણ નાખવામાં આવી છે.

**મુખ્ય શહેરો: કટક:**—એ આ પ્રાંતનું મુખ્ય શહેર છે, અને તેમાં હાથીદાંત તથા શીંગડાંનું કામ સારૂં બને છે. મદ્રાસથી કલકત્તા જતી મુખ્ય રેલવે લાઇન પર આ શહેર આવેલું છે.

**પુરી:**—એને જગન્નાથપુરી કહે છે; કારણ કે એમાં જગન્નાથજીનું દહેરૂં આવેલું છે. ત્યાં ઘણા યાત્રાળુઓ બહુ આવજા કરે છે. કલકત્તાથી ઘણા માણસો દરિયાની હવા ખાવા તથા દરિયામાં નાહવા અહીં આવે છે.

**છોટાનાગપુર:**—આ નાનો પ્રાન્ત બિહાર અને ઓરિસ્સાને જુદો પાડનારો ઉચ્ચપ્રદેશ છે. એમાં અનાર્યો અને ખાસ કરીને દ્રાવિડની જાતો માલમ પડે છે. એમાં કોલસાની ખાણો આવેલી છે.

**મુખ્ય ગામો: રાંચી:**—એ છોટાનાગપુરનું મુખ્ય શહેર છે. એ બિહાર અને ઓરિસ્સાની સરકારનું ઉનાળાનું મથક છે.

**જમશેદપુર:**—એનું જુનું નામ સાકચી હતું. એ રાંચીની પાસે આવેલું છે, અને તેમાં લોખંડનાં કારખાનાં છે.

**ગયા:**—એમાં જુનાં મંદિરો છે. એનાથી સાત માઇલ દૂર આવેલા બુદ્ધ-ગયામાં ગૌતમ બુદ્ધને જ્ઞાન પ્રાપ્ત થયું હતું.

બિહાર અને ઓરિસ્સામાં ગવર્નર અને તેની સભાથી રાજ્યકારભાર ચાલે છે. કારોબારી સભામાં ૩ સભાસદો, અને ધારાસભામાં ૯૮ સભાસદો છે. રાજ્યકારભાર માટે આ પ્રાંતના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. (૧) પટણા અને (૨) ભાગળપુર; જેનો બિહારનો પ્રાંત બને છે તે, અને (૩) છોટાનાગપુર અને (૪) ઓરિસ્સા. દરેક ભાગ કમિશનરની સત્તામાં છે.

---

## ૧૯. હિંદુસ્તાનના રાજકીય ભાગો. (ચાલુ)
## ૨. સિંધુ-ગંગાના મેદાનના પ્રદેશો. (ચાલુ)

**(ક) સંયુકત પ્રાંતો:**—આગ્રા અને અયોધ્યાના પ્રાંતો મળીને આ પ્રાંત થાય છે. એમાં રામપુર, બનારસ, અને તહેરિ-ગરવાલનાં દેશી રાજ્યોનો પણ સમાવેશ થાય છે. હિમાલયનો પ્રદેશ, તેના દક્ષિણના ઢોળાવો, ગંગાનો પ્રદેશ, અને દક્ષિણનો ડુંગરી મુલક, એમ એના ચાર ભાગ છે. એની ઉત્તરના હિમાલયના પ્રદેશમાં અલમોરા, દહેરાદુન, નૈનીતાલના જિલ્લાઓ, અને તહેરીનું દેશી રાજ્ય છે. નૈનીતાલ અને મસુરી લગભગ ૮,૦૦૦ ફીટ ઉંચે હોવાથી ત્યાંની હવા ઘણી ઠંડી અને તંદુરસ્ત છે. એની નીચેના તેરાઇના ભિનાશવાળા પ્રદેશનાં જંગલોમાં વાઘ અને હાથી જેવાં જંગલી જનાવરો હોય છે. ત્રીજો ભાગ ગંગાનો ફળદ્રુપ ભાગ છે. ગંગા અને જમનાની વચ્ચેનો પ્રદેશ દોઆબ કહેવાય છે. ચોથો ભાગ બ્રિટિશ બુંદેલખંડના નામથી ઓળખાય છે. તે બધી રીતે બીજા પ્રદેશો કરતાં પછાત છે.

ગંગા નદીનો ઉપરનો અને વચલો ભાગ સંયુકત પ્રાંતોમાં થઇને વહે છે. રેલવે અને ધોરી રસ્તાઓ બંધાયા પહેલાં વહાણો મારફતે આ નદીમાં થઇને આ પ્રાંતનો સઘળો વેપાર ચાલતો હતો. ત્યાં પશ્ચિમઘાટ અને બંગાળા તરફથી આવતા ચોમાસાના વાયુઓ વરસાદને ઘસડી લાવે છે, તેથી જોઇતો વરસાદ વરસે છે. ચોખા, ઘઉં, ચણા, બાજરી, જુવાર, મકાઈ, અળસી, રૂ, અફીણના છોડ, શેરડી, ગળી વગેરે અહીં ઉગે છે. સુતરાઉ તથા ગરમ કાપડનું વણાટકામ, ભરતકામ, શેતરંજી બનાવવાનાં અને ચામડાનાં તથા પત્થરનાં કામ વગેરેના ઉદ્યોગ ત્યાં ચાલે છે.

આ પ્રાંત ગવર્નરના તાબામાં છે. તેને કારોબારી મંડળના બે સભાસદો અને બે દેશી પ્રધાનો મદદ કરે છે. એ ઉપરાંત સરકારના પાંચ સેક્રેટરીઓ જુદાં જુદાં ખાતાંઓ ચલાવે છે. રાજ્ય-

વહીવટ માટે પ્રાંતના ૭ વિભાગ કરેલા છે. (૧) બરેલી (૨) લકનૌ, (૩) ફૈયઝાબાદ, (૪) અલ્લાહાબાદ, (૫) બનારસ, અને (૬) ગોરખપુર. આગ્રા પ્રાંતના ૩૬, અને અયોધ્યાના ૧૨ મળી કુલ ૪૮ જિલ્લા છે. આ પ્રાંતમાં મુખ્ય ત્રણ ભાષાઓ બોલાય છે, પણ સરકારી કચેરીઓમાં ઉર્દૂ ભાષા ચાલે છે. ન્યાયની મોટી અદાલત આગ્રામાં આવેલી છે.

**મુખ્ય ગામો:—**

**અલ્લાહાબાદ:**—ગંગા અને જમનાના સંગમ પર આવેલું છે. એનું મૂળ નામ પ્રયાગ છે. ત્યાં આગળ ઘણી રેલવેની સડકો એકઠી મળે છે, તેથી એ શહેર વેપારનું મોટું મથક થઈ પડયું છે. ઘણા હિંદુ લોકો ત્રિવેણી સંગમ આગળ સ્નાન કરવા જાય છે.

**લકનો:**—અયોધ્યાનું મુખ્ય નગર છે. એ ગોમતી નદી પર આવેલું છે, અને તેમાં લશ્કરી છાવણી છે. ત્યાં માટીનાં વાસણ અને લાકડાનું તથા હાથીદાંતનું કોતરણી કામ થાય છે.

**બનારસ:**—હિંદુ લોકોના આ ઘણાજ પવિત્ર સ્થળનું બીજું નામ **કાશી** છે, અને તે ગંગા નદી પર આવેલું છે. એમાં ઘણાં મંદિરો છે. તેમાં શ્રી કાશીવિશ્વેશ્વર મહાદેવનું શિવાલય મુખ્ય છે. સંસ્કૃત વિદ્યાનું એ મુખ્ય ધામ છે. ત્યાં હિંદુ યુનિવર્સિટી સ્થાપવામાં આવેલી છે. પિત્તળનાં વાસણ બનાવવાનો અને ભરતકામનો મુખ્ય ઉદ્યોગ ત્યાં ચાલે છે.

**કાનપુર:**—વેપારનું અને રેલવેનું મોટું મથક છે. તે ગંગા નદીના દક્ષિણ કિનારા પર આવેલું છે. બુટ, ઘોડાનાં જીન, અને ચામડાની બીજી ચીજો બનાવવાનાં એમાં મોટાં કારખાનાં છે. તે ઉપરાંત એમાં ગરમ તથા સુતરાઉ કાપડ, અને શણની ગીલો તથા તંબુ બનાવવાનાં કારખાનાં છે. ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં જાણીતો થએલો 'મેમોરિઅલ વેલ' નામનો કુવો એમાં આવેલો છે.

**આગ્રાઃ**—અકબર અને શાહજહાનના વખતમાં આ શહેર મોગલ સામ્રાજ્યનું પાયતખ્ત હતું. એ જમના નદી પર આવેલું છે, અને તેમાં ઘણાં સુંદર અને ભવ્ય મકાનો છે. મોગલ પાદશાહ શાહજહાને પોતાની વહાલી બેગમ મુમતાઝ મહાલની કબર ઉપર 'તાજ મહાલ' નામને રોજો બંધાવ્યો હતો, તે આ શહેરમાં આવેલો છે; તે સંગેમરમર અને આરસનો બાંધેલો છે. તાજમહાલની સાથે ખૂબસુરતીમાં ટક્કર ઝીલતું 'મોતી મસ્જિદ' નામનું બીજું ભવ્ય મકાન પણ ત્યાં આવેલું છે. આ શહેરમાં આરસની બહુ ઉમદા ચીજો બનાવવામાં આવે છે.

**બરેલીઃ**—રામગંગા નદી પર આવેલું રોહિલખંડનું આ એક મુખ્ય શહેર છે. એનો મુખ્ય ઉદ્યોગ ખાંડ ચોકખી કરવાનો છે. તે ઉપરાંત એમાં સાગ અને વાંસનું ફર્નિચર થાય છે.

**મીરતઃ**—દિલ્હીથી ઇશાનમાં ૩૦ માઇલ દૂર ગંગા અને જમનાના દોઆબ પ્રદેશમાં આવેલું છે. એમાં કુતુબુદ્દીને અને નૂરજહાને બંધાવેલા રોજા જોવા લાયક છે. એમાં લશ્કરી છાવણી છે.

**અલિગઢઃ**—વેપારઉદ્યોગનું આ મોટું શહેર આગ્રાની ઉત્તરે આવેલું છે. મુસલમાનો વાસ્તે અહીં એક ઉત્તમ પાઠશાળા છે, જેમાં હિંદુસ્તાન અને એશિઆના મુસલમાન વિદ્યાર્થીઓ ભણવા આવે છે.

**મસુરીઃ**—દરિયાની સપાટીથી ૭,૦૦૦ ફીટ ઉંચે દહેરાદુનની ઉત્તરે હવા ખાવાનું ઠેકાણું છે.

**મથુરાઃ**—શ્રીકૃષ્ણની જન્મભૂમિ તરીકે હિંદુ લોકો આને ઘણું પવિત્ર ગણે છે. એ જમના નદી પર આવેલું છે. નદી પર ઘણા ઘાટો બાંધવામાં આવ્યા છે. એમાં કાગળ ને પિત્તળની મૂર્ત્તિઓ બને છે.

**નૈનીતાલ**—દરિયાની સપાટીથી ૬,૪૦૦ ફીટની ઉંચાઇએ એક નાના સરોવરની આસપાસ આવેલું હવા ખાવાનું ઠેકાણું છે. સંયુક્ત પ્રાંતની સરકારનું એ ઉનાળાનું મથક છે.

**હરદ્વારઃ**—ગંગા નદી પર આવેલું હિંદુ લોકોનું પવિત્ર તીર્થ છે.

**રૂરકીઃ**—હરદ્વારની પાસે આવેલું છે. એમાં આખા હિંદુસ્તાનમાં સૌથી મોટી ઇજનેરી કોલેજ છે.

**ઝાંસીઃ**—આગ્રાની દક્ષિણે આવેલું બુંદેલખંડનું શહેર છે. એમાં એક જબરી લશ્કરી છાવણી, અને રેલવેનાં કારખાનાં છે.

**ફૈયઝાબાદઃ**—અલ્લાહાબાદની ઉત્તરે ગોગ્રા નદી પર મોટું અને સુંદર શહેર છે. અયોધ્યા જે શ્રી રામચંદ્રજીની રાજધાનીનું શહેર હતું, તે આ શહેરનું પરૂં છે.

---

## સંયુકત પ્રાંતનાં દેશી રાજ્યો.

**૧. તહેરી–ગરવાલઃ**—આ એક નાનું દેશી રાજ્ય હિમાલયના પ્રદેશમાં આવેલું છે. ગંગા અને જમના નદીનાં મૂળ ગંગોત્રી અને જમ્નોત્રી એમાં આવેલાં છે. એ દેશની મધ્યમાં આવેલા તહેરી નામના ગામડામાં ત્યાંના રાજા રહે છે.

**૨. રામપુરઃ**—રોહિલખંડમાં આવેલું દેશી રાજ્ય છે. એમાં રામગંગા નદી વહે છે. એના શિકારી કુતરા અને સાલ વખણાય છે. એમાં તરવાર, લોઢાનાં નાનાં ઓજારો, અને રંગીત માટીનાં વાસણો બનાવવામાં આવે છે. આ રાજ્યના નવાબ રામપુરમાં રહે છે. ત્યાં આપણા પૌર્વાત્ય સાહિત્યનું ઘણું સારૂં પુસ્તકાલય છે. વળી અરબી ભાષાના અભ્યાસ માટે પણ ત્યાં એક કોલેજ સ્થાપેલી છે.

**૩. બનારસઃ**—બનારસના અસલના રાજાઓની જાગીરનું ઇ. સ. ૧૯૧૧માં આ રાજ્ય બનાવવામાં આવ્યું હતું; તેમાં બનારસના મહારાજા રાજ્ય કરે છે. બનારસ અથવા કાશી આ રાજ્યમાં આવતું નથી, પરંતુ એ બ્રિટિશ સરકારના હાથ નીચે છે.

**(ज) પંજાબઃ**—જેલમ, ચિનાબ, રાવી, બિઆસ, અને સતલજ એ પાંચ નદીના પ્રદેશને પંજાબ કહે છે. પંચ=પાંચ અને આબ=નદી, એટલે પાંચ નદીનો પ્રદેશ. સતલજ અને જમના નદીની વચ્ચેનો ઉંચો પ્રદેશ સરહિંદ, જેલમ અને સિન્ધુની વચ્ચેનો પ્રદેશ

સિંધ સાગર દોઆબ, અને સિંધુની પશ્ચિમે આવેલો દેરાગાજી-ખાનનો પ્રદેશ, એ બધાનો પણ એમાં સમાવેશ થાય છે. તે ઉપરાંત એમાં કેટલાંક દેશી રાજ્યો પણ આવેલાં છે. સંયુક્ત પ્રાંતો કરતાં એની વસ્તી અર્ધી છે. પંજાબમાં ઉનાળામાં સખત તાપ, અને શિઆળામાં સખત ઠંડી પડે છે. આ દેશમાં ઘણી નદીઓ આવેલી છે, અને તેમાં હિમાલયના બરફનું પાણી આવે છે, તોપણ સાધારણ રીતે દેશમાં રેલ આવતી નથી.

પંજાબને આપણે નહેરોનો પ્રદેશ કહી શકીએ. આખી દુનિયામાં આવી નહેરોની સાંકળ કોઈ ઠેકાણે નજરે પડતી નથી. પંજાબમાં એકંદરે વરસાદ ઘણો થોડો વરસે છે, તેથી આ નહેરો આશીર્વાદ સમાન થઈ પડી છે. પંજાબની નદીઓ હિમાલયમાંથી નીકળતી હોવાથી તેમાં વરસાદ અને બરફને લીધે પાણી ભરપુર રહે છે. વળી જમીન રસાળ છે, અને માંહે ડુંગરા આવેલા નથી; આથી નહેરો ખોદવાનું સહેલું થઇ પડ્યું છે. પરિણામે ઉજ્જડ ભાગો લીલોતરી-વાળા થયા છે.

પંજાબમાં અર્ધી વસ્તી મુસલમાનની અને અર્ધી હિંદુની છે. તેઓ પંજાબી ભાષા બોલે છે. ઘઉં, બાજરી, મકાઈ, રૂ, તેલી બીઆં, શેરડી વગેરે ત્યાં પાકે છે. લોકોનો મુખ્ય ઉદ્યોગ ધાબળી, સાલ, શેતરંજી, માટીનાં વાસણ, કોતરણી કામ વગેરે બનાવવાનો છે. એમાં રેલવેની સડકો ઘણી આવેલી છે. રાજ્યનો વહીવટ ગવર્નર અને તેની કાઉન્સિલના હાથમાં છે.

**મુખ્ય ગામો:**—આ પ્રાંત હિંદની સરહદ પાસે આવેલો હોવાથી એનાં મુખ્ય શહેરો લશ્કરી થાણાં તરીકે, અથવા ઐતિહાસિક સ્થળો અને રણભૂમિ તરીકે જાણીતાં છે.

**લાહોર:**—રાવી નદી પર આવેલું પંજાબનું મુખ્ય શહેર છે. એમાં હિંદુ કરતાં મુસલમાનની વસ્તી બમણી છે. એમાં મોગલ લોકોએ બાંધેલો કિલ્લો દેખાય છે. એનાથી ચાર માઇલ દૂર શાહ-

દારા આગળ જહાંગીર અને નૂરજહાનની કબરો આવેલી છે. ત્યાંથી લગભગ ત્રણ માઇલ દૂર લશ્કરી છાવણી છે.

**મુલતાનઃ**—લાહોરથી કરાંચી જતી રેલવે લાઇન પર ચિનાબ નદીને કાંઠે આ શહેર આવેલું છે. એ સરહદ પર આવેલું હોવાથી ઇતિહાસમાં એ ખ્યાતિ પામેલું શહેર છે. અહીં પણ લશ્કરી છાવણી છે. પંજાબના મધ્ય ભાગ સાથે આ શહેર રેલવે અને નદીથી જોડાએલું છે, તેથી એ વેપારનું મથક થઈ પડયું છે.

**મરીઃ**—૭,૫૦૦ ફીટની ઉંચાઈએ આવેલું હવા ખાવાનું ઠેકાણું છે.

**પાણિપતઃ**—ઐતિહાસિક અને પુરાણું સ્થળ છે. હિંદમાં મહાયુદ્ધના ક્ષેત્ર તરીકે આ સ્થળ પ્રસિદ્ધ છે. મહાભારતનું દારુણ યુદ્ધ એની નજીકમાંજ થયું હતું. અહીં ઇ. સ. ૧૫૨૬માં બાબરે ઇબ્રાહીમ લોદીને, ઈ. સ. ૧૫૫૬માં અકબરે હેમુને, અને ઇ. સ. ૧૭૬૧માં અહમદશાહ અબદલ્લીએ મરાઠાને હરાવ્યા હતા.

**રાવળપિંડીઃ**—આ શહેર હિંદુસ્તાનનું ઘણું અગત્યનું લશ્કરી મથક છે, અને નોર્થ વેસ્ટર્ન રેલવે પર આવેલું છે.

**સિઆલકોટઃ**—લાહોરની ઉત્તરે આવેલું છે. એમાં લશ્કરી છાવણી છે. એમાં ઘણાં કારખાનાં છે; તેમાં ખાસ કરીને ક્રિકેટ તથા ટેનિસનાં બેટ, હોકીની લાકડીઓ વગેરે બનાવવાનાં કારખાનાં છે. સીખ લોકોનું આ પવિત્ર ગામ છે.

**સીમલાઃ**—દરિયાની સપાટીથી ૭,૨૦૦ ફીટની ઉચાઈએ હિંદી સરકારનું ઉનાળાનું મથક સીમલા આવેલું છે. કાળકાથી ડુંગર ઉપર ચઢવાને એક નાની રેલવે બાંધવામાં આવી છે. અહીંનો દેખાવ બહુ સુંદર છે, અને ચારે તરફ ગિરિરાજ હિમાલય દેખાય છે.

**થાણેશ્વરઃ**—મહાભારતના રણસંગ્રામની કુરુક્ષેત્રની પવિત્ર ભૂમિમાં આ શહેર આવેલું છે. વળી અહીં પૃથ્વીરાજ ચોહાણ અને શાહબુદ્દીન ઘોરી વચ્ચે યુદ્ધ થયું હતું. એ યાત્રાનું મોટું ધામ છે.

**અમૃતસરઃ**—સીખ લોકોના આ પવિત્ર ગામમાં સોનાનું મંદિર આવેલું છે, અને ત્યાં સીખ લોકોની ખાલસા કોલેજ છે. અમૃતસરની સાલ અને શેતરંજી આખી દુનિયામાં પ્રસિદ્ધ છે.

**પંજાબનાં દેશી રાજ્યોઃ**—પંજાબના ગવર્નરના તાબા નીચે ૧૩ દેશી રાજ્યો ઉપરાંત બીજાં નાનાં રાજ્યો પણ આવેલાં છે. એકંદરે ૪૩ રાજ્યો છે. **ઝિંદ, પતિઆલા,** અને **નાભાને** ફુલકિઅન રાજ્યો કહે છે, અને તેઓ સતલજ નદીની પૂર્વે આવેલાં હોવાથી 'સીસ સતલજ' નાં રાજ્ય તરીકે ઓળખાય છે. આ ઉપરાંત ભાવલપુર નામનું એક મોટું રાજ્ય છે. આ ચારે રાજ્યોનો પોલિટિકલ એજન્ટ પતિઆલામાં રહે છે.

વળી જલંધર વિભાગના કમિશનરના હાથ નીચે પાંચ દેશી રાજ્યો મૂકવામાં આવ્યાં છે. એમાં મોટું મંડીનું, વસ્તીવાળું કપુરથલાનું, અને નાનું મલર કોટલાનું રાજ્ય છે. આ ઉપરાંત ફ્રરિદકોટ નામનું રાજ્ય પણ છે.

**(ल) સિંધઃ**—આ પ્રાંત સિંધુ અને ગંગાના મેદાનમાં કુદરતી વિભાગમાં આવી જાય છે, પણ રાજકીય વિભાગમાં એનો મુંબઈ ઇલાકામાં સમાવેશ કરવામાં આવે છે, તે તમે શીખી ગયા છો.

**(म) દિલ્હી પ્રાંતઃ**—આ પ્રાંતનો પહેલાં પંજાબમાં સમાવેશ થતો હતો, પણ ઇ. સ. ૧૯૧૨ થી એનો જુદો પ્રાંત કરવામાં આવ્યો છે. હિંદુસ્તાનનું બ્રિટિશ પાટનગર કલકત્તા હતું, પણ ઇ. સ. ૧૯૧૨ ના ડીસેમ્બરની ૧૨ મી તારીખે દિલ્હી શહેરને પાટનગર બનાવવામાં આવ્યું. નવા દિલ્હીની નવી બાંધણીની યોજનાઓ મુજબ ઘણું ખરૂં કામ પુરૂં થયું છે. આ શહેર ઘણું પુરાણું અને મોટું છે. એમાં અસલના હિંદુ તથા પઠાણ રાજાઓ, અને પછીથી મોગલ પાદશાહોની રાજધાની હતી. શાહજહાનનો લાલ મહેલ, દિવાને આમ, દિવાને ખાસ, જુમા મસ્જિદ વગેરે મકાનો જોવા લાયક છે. ચાંદની ચોક નામે એનો મુખ્ય મહોલ્લો છે, તે લગભગ પોણો માઇલ લાંબો

અને ૭૫ ફીટ પહોળો છે. દિલ્હીથી લગભગ દસ માઈલ દૂર ૨૩૮ ફીટ ઉંચો કુતુબ–મિનાર આવેલો છે.

દિલ્હીમાં ઘણી જાતના ઉદ્યોગ માલમ પડે છે. એમાં ઝવેરાત, ત્રાંબાપિત્તળનાં, હાથીદાંતનાં, અને માટીનાં વાસણ, તથા જરીકસબ વગેરેનું કામ થાય છે. કેળવણીને વાસ્તે એમાં જુદી જુદી શાળાઓ અને પાઠશાળાઓ સ્થાપવામાં આવેલી છે.

---

## ૨૦. હિંદુસ્તાનના રાજકીય ભાગો. (ચાલુ)

### રજપુતાના.

રજપુતોનો આ મુલક પંજાબની દક્ષિણે સિંધુ અને ગંગાના પ્રદેશ અને મધ્ય હિંદના ઉંચા પ્રદેશ વચ્ચે સમાંતરે વહેંચાઇ ગએલો છે. એને રજપુતસ્થાન, રાજસ્થાન, અથવા રાજવાડા પણ કહે છે. એમાં ૧૮ દેશી રાજ્યો, અને અજમેર–મ્હેરવાડાનો નાનો બ્રિટિશ મુલક એટલાનો સમાવેશ થાય છે.

જેસલમીર, મારવાડ અથવા જોધપુર, અને બિકાનેર પશ્ચિમ અને વાયવ્ય તરફ આવેલાં છે, તેથી એ રાજ્યોની સિંધુ અને ગંગા નદીના પ્રદેશમાં ગણતરી કરી શકાય. મધ્ય હિંદના ઉંચા પ્રદેશમાં એની પૂર્વ અને ઇશાનમાં અલવર, ભરતપુર, ધોલપુર, જયપુર, બુંદી, કોટા, અને ઝાલાવાડનાં રાજ્યો છે. દક્ષિણમાં પરતાબગઢ, બાંસવાડા, ડુંગરપુર, મેવાડ અથવા ઉદેપુર, અને સિરોહી આવેલાં છે, અને મધ્યમાં કિશનગઢનું રાજ્ય અને અજમેર–મ્હેરવાડાનો બ્રિટિશ મુલક આવેલો છે.

નૈઋર્ત્યથી ઇશાન તરફ જતી આરાવલી ડુંગરની હાર મધ્યમાં આવેલી છે, તેથી એના પશ્ચિમ અને પુર્વ રજપુતાના એમ બે ભાગ થાય છે. પશ્ચિમ પ્રદેશ રેતાળ અને ઉજ્જડ છે, અને તેમાં થરનું રણ આવેલું છે. આરાવલી ડુંગરમાંથી નીકળતી લુણી નામે એકજ નદી આ ભાગમાં વહે છે. પુર્વ રજપુતાનાનો પ્રદેશ વધારે

ફળદ્રુપ છે. એમાં ચંબલ અને બનાસ નામની બે નદીઓ વહે છે, અને જમીન પણ સારી છે. આરાવલીનું ઉંચું શિખર માઉન્ટ આબુ છે, તેનો ગુરુશિખરનો ભાગ આશરે ૫,૬૫૦ ફીટ ઉંચો છે. ત્યાંની હવા ઘણી સુંદર અને તંદુરસ્ત છે. નખી તળાવ નામે સુંદર સરોવર અને દેલવાડાનાં જૈન દહેરાં આ પર્વતને અપૂર્વ શોભા આપે છે. માઉન્ટ આબુ રજપુતાનાનું હવા ખાવાનું ઠેકાણું છે, અને ત્યાં લગભગ ૧૦૦ ઇંચ જેટલો વરસાદ વરસે છે.

રજપુતાનામાં ગરમી વધારે પડે છે; વરસાદ ઘણી અનિયમિત રીતે વહેંચાયલો છે, અને ઇશાનથી વાયવ્ય તરફ વરસાદ ઓછો થતો જાય છે. આથી ખાસ કરીને બિકાનેર, જેસલમીર, અને જોધપુરમાં ઘણી વાર દુકાળ પડે છે. આ પ્રદેશના લોકો મારવાડી, હિંદી, અને ઉર્દુ ભાષા બોલે છે. અજમેર–મ્હેરવાડાના બ્રિટિશ મુલકનો કમિશનર તેજ આ દેશી રાજ્યોનો એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ કહેવાય છે. એના હાથ નીચે ત્રણ રેસિડન્ટ અને પાંચ પોલિટિકલ એજન્ટ હોય છે. તે રજપુતાનાની પ્રત્યેક એજન્સિની દેખરેખ રાખે છે.

**મુખ્ય ગામોઃ—**

**અજમેરઃ**—અજમેર–મ્હેરવાડાનું મુખ્ય શહેર છે. તારાગઢના ડુંગરાની તળેટીમાં એ આવેલું છે, અને એમાં અકબરે બાંધેલો કિલ્લો અને બીજાં જુનાં મકાનો આવેલાં છે. રાજકુંવરોને ભણવા માટેની મેયો કોલેજ એમાં આવેલી છે.

**ભરતપુરઃ**—ભરતપુર રાજ્યનું મુખ્ય શહેર છે. હિંદના ઇતિહાસમાં ખ્યાતિ પામેલો ભરતપુરનો કિલ્લો ત્યાં આવેલો છે.

**ઉદેપુરઃ**—મેવાડ અથવા ઉદેપુર રાજ્યનું પાટનગર એક મોટા સરોવરના ટાપુ પર બાંધવામાં આવેલું છે. રજપુત રાજાઓમાં ઉદેપુરના રાજા સીસોદીઆ રજપુત હોઇ ઉંચા કુળના ગણાય છે.

**જયપુરઃ**—રજપુતાનાનું સૌથી મોટું શહેર અને જયપુર રાજ્યની રાજધાની છે. એને ફરતો એક મજબુત કોટ છે. શહેરમાં એક-

સરખાં અને ઉંચાં ઘણાં મકાનો અને સમાન રસ્તાઓ નજરે પડે છે. જયસિંહ રાજાએ બાંધેલી વેધશાળા તથા સંગ્રહસ્થાન જોવા જેવાં છે.

**જોધપુરઃ**—રજપુતાનાના સૌથી મોટા **મારવાડ** રાજ્યનું પાટનગર છે. રજપુતાનામાં સૌથી સુંદર કિલ્લો એમાં આવેલો છે. વળી અહીંના રાજાઓ **બાપા રાવળ, રાણો** પ્રતાપ વગેરે મહા પ્રસિદ્ધ વીરોના વંશજ હોઈ તેમનું ગૌરવ ઘણું છે. એ રાજ્યના **નાથદ્વાર** ગામમાં શ્રી નાથજીનું મંદિર છે, અને તે વૈષ્ણવોનું મહા પવિત્ર યાત્રાનું ધામ છે.

**બુંદી અને કોટાઃ**—આ બન્ને ગામો એજ નામના રાજ્યની રાજધાની છે.

**બિકાનેર અથવા વિકાનેરઃ**—વિકાનેર રાજ્યનું પાટનગર બિકાનેર અથવા વિકાનેર એક સુંદર શહેર છે. આ રાજ્યની ઊંટના સવારની લશ્કરની ટુકડી ઘણી વખણાય છે, અને છેલ્લા યુરોપી વિગ્રહમાં તેણે ઘણું સારૂં કામ બજાવ્યું હતું.

**અજમેર-મ્હેરવાડાઃ**—આ બ્રિટિશ મુલક રજપુતાનાની મધ્યમાં આવેલો છે. નૈઋર્ત્યથી ઇશાન કોણ સુધી **અારાવલી** ડુંગરાઓ આ મુલકમાં થઈને જાય છે, તેથી આબોહવા તથા બીજી ભૌગોલિક બાબતોમાં ઉત્તર હિંદુસ્તાનનાં મેદાન કરતાં મધ્ય હિંદને એ વધારે મળતો આવે છે. એના રાજ્યવહીવટ માટે એક કમિશનર નીમવામાં આવે છે, તે રજપુતાના એજન્સિનો એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ કહેવાય છે. એનું મુખ્ય શહેર **અજમેર** છે.

---

## ૨૧. હિંદુસ્તાનના રાજકીય ભાગો. (ચાલુ)
### મધ્ય હિંદના ઉંચા પ્રદેશો.

ઉત્તર હિંદુસ્તાનનાં મેદાનોને દક્ષિણના ઉંચા પ્રદેશથી જુદા પાડતાં મધ્ય હિંદુસ્તાનના ઉંચા પ્રદેશો આવેલા છે. મધ્ય હિંદ, મધ્ય પ્રાંત, અને વરાડ ઉપરાંત પશ્ચિમમાં આવેલા ગુજરાત, કચ્છ,

અને કાઠિઆવાડ, અને પૂર્વે આવેલા બિહાર અને ઓરિસ્સાનાં રાજ્યોનો એમાં સમાવેશ થાય છે. ગુજરાત મુંબઈ ઇલાકાનો રાજકીય વિભાગ છે; અને કચ્છ, કાઠિઆવાડ, અને પાલણપુર મળીને પશ્ચિમ હિંદ એજન્સિ બનેલી છે, ને તે હાલ વાઇસરોયની દેખરેખ નીચે છે. એની વિગત મુંબઇ ઇલાકાની ભૂગોળ શીખતી વખતે તમે ગુજરાતી ચોથા ધોરણમાં શીખી ગયા છો.

(ગ) મધ્ય હિંદ:—મધ્ય હિંદના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના હાથ નીચેના દેશી રાજ્યના સમૂહને આ નામ આપવામાં આવ્યું છે. મધ્ય હિંદનો ઉંચો પ્રદેશ, નિચાણવાળો પ્રદેશ, અને ડુંગરી મુલક, એવા એના ત્રણ ભાગ પડી શકે છે. ઉંચા પ્રદેશમાં માળવા, નીચા પ્રદેશમાં ગ્વાલીઅરની ઉત્તરે અને પૂર્વે આવેલો બુંદેલખંડનો ઘણો ખરો ભાગ, અને ડુંગરી મુલકમાં વિંધ્ય અને સાતપુડાના પ્રદેશનો સમાવેશ થાય છે. આખા પ્રદેશનો મુખ્ય પાક ઘઉં તથા અફીણ છે. એમાં એકંદરે ૧૫૦ દેશી રાજ્યો આવેલાં છે; તેમાં નીચે જણાવેલાં રાજ્યો મોટાં અને જાણીતાં છે.

(૧) ગ્વાલીઅર:—આ રાજ્યના રાજા મરાઠા જાતના સિંધીઆ અથવા શિંદે કુટુંબના છે. એ રાજ્યમાં રેસિડન્ટ રાખવામાં આવે છે, અને માળવી, બુંદેલી, ઉર્દુ વગેરે જુદી જુદી ભાષાઓ બોલાય છે. એનું પાટનગર પ્રથમ ગ્વાલીઅર હતું; પણ હાલનું મુખ્ય શહેર લશ્કર છે, જેમાં મહારાજા રહે છે. હિંદુઓનું પવિત્ર ધામ ઉજ્જન સિંધીઆ સરકારને તાબે છે.

(૨) ઇંદોર:—આ રાજ્યના મહારાજા મરાઠા જાતના હોલકર કુટુંબના છે. એ રાજ્યનો ઘણો ખરો ભાગ રેસિડંટની દેખરેખ નીચે છે, અને છુટાછવાયા ભાગમાં વહેંચાયલો છે. એનો મોટો ભાગ નર્મદા નદીની દક્ષિણે આવેલો છે. રાજ્યની વસ્તી દસ લાખની છે, અને મુખ્ય શહેર ઈંદોર છે. તે વેપારનું એક મોટું મથક ગણાય છે. મધ્ય હિંદના રાજકુંવરોને ભણવા માટે ત્યાં એક કોલેજ સ્થાપવામાં આવી છે. મહુમાં બ્રિટિશ લશ્કરી છાવણી રહે છે.

(૩) **ભોપાલઃ**—હિંદુસ્તાનનાં મુસલમાની રાજ્યોમાં આ રાજ્ય ઘણું જાણીતું છે, અને માત્ર હૈદ્રાબાદથીજ ઉતરતી પંક્તિનું ગણાય છે. એમાં પઠાણ જાતની શાહજાદી જેને નવાબ બેગમ કહે છે, તે અત્યાર સુધી રાજ્ય કરતી હતી. હાલ ગાદી પર એના નાના શાહ-જાદાને બેસાડવામાં આવેલો છે. એનું મુખ્ય શહેર **ભોપાલ** ૧,૦૦૦ વર્ષ પૂર્વે રાજા **ભોજે** બંધાવેલા બે સરોવરના કિનારે બે રેલવે સડકોના સંગમ આગળ આવેલું છે. તે ઘણું સુંદર શહેર છે.

(૪) **ધારઃ**—**ભોપાવર** એજન્સિમાં આ રાજ્ય મુખ્ય છે. ધાનામના એના પાટનગરમાં વસ્તી લગભગ ૧૬,૦૦૦ માણસની છે.

(૫) **દેવાસ** (મોટું અને નાનું):—એ નામનાં રાજ્ય માળવા એજન્સિમાં આવેલાં છે. તે દરેકમાં પોતપોતાના રાજા રાજ્ય કરે છે.

(૬) **જાવરાઃ**—માળવા એજન્સિનું આ મુખ્ય નવાબી રાજ્ય માળવાના ઉંચા પ્રદેશમાં આવેલું છે. એનું મુખ્ય ગામ જાવરા છે.

(૭) **ઓરછા અને દતિઆઃ**—બુંદેલખંડ એજન્સિનાં આ બે મુખ્ય રાજ્યો છે, અને તેમાં બુંદેલા રજપુત રાજાઓ રાજ્ય કરે છે. ઓરછા રાજ્યનું પાટનગર **ત્રિકમગઢ** છે, અને ત્યાં એના મહા-રાજા રહે છે. ઇ. સ. ૧૮૮૭ સુધી એ રાજ્યને **તહેરી** કહેતા હતા. દતિઆ રાજ્યની રાજધાની દતિઆ છે.

(૮) **પન્નાઃ**—બુંદેલખંડ એજન્સિમાં આવેલું છે. સત્તરમા સૈકાથી એની હીરાની ખાણો જાણીતી છે. એનું પાટનગર પન્ના છે.

(૯) **રેવાઃ**—આ રાજ્ય પણ બુંદેલખંડ એજન્સિમાં આવેલું છે. એમાં ખનિજ ઘણા નીકળે છે, જેમાં કોલસા મુખ્ય છે. એનું મુખ્ય શહેર **રેવા** છે.

(**બ**) **મધ્ય પ્રાંતો અને વરાડઃ**—મધ્ય હિંદના પહાડી મુલક-ના મધ્ય ભાગમાં આ પ્રાંતો આવેલા છે, અને તેનાથી હિંદુસ્તાન-ના મેદાનના પ્રદેશો અને દક્ષિણ હિંદ જુદા પડે છે. અસલના વખતમાં આ ભાગ ગોંડવા નામથી ઓળખાતો હતો. આ પ્રાંતની

ઉત્તર-દક્ષિણ લંબાઇ અને પૂર્વ-પશ્ચિમ પહોળાઇ ૫૦૦ માઇલની છે. એમાં અસલ ભોંસલે રાજા રાજ્ય કરતા હતા, પણ છેલ્લા રાજાને વારસ નહિ હોવાથી તેનો મુલક ઇ. સ. ૧૮૫૩ માં ખાલસા કરવામાં આવ્યો હતો, તેમાં કેટલોક વધારો કરી આ પ્રાંત બનાવવામાં આવ્યો છે. હાલ એ પ્રાંત ગવર્નરના હાથ નીચે મૂકવામા આવેલો છે.

આ પ્રાંતમાં ઘણી નદીઓ, પહાડો, અને ઘાડાં જંગલો આવેલાં છે. વિંધ્ય અને સાતપુડા એ પહાડો છે, અને નર્મદા, તાપી, મહા નદી, અને ગોદાવરીની શાખાઓ એમાં થઇને વહે છે. સરેરાશ વરસાદ ૪૭ ઇંચ જેટલો પડે છે. લોકો હિંદી, મરાઠી, અને તેલુગુ ભાષા બોલે છે. એ દેશની મુખ્ય પેદાશ રૂ છે, અને કોલસા તથા મેંગેનીઝ મુખ્ય ખનિજ છે.

**વરાડ:**—આ પ્રાંત અસલ હૈદ્રાબાદના નિઝામનો મુલક હતો, પણ ઈ. સ. ૧૮૫૩ માં કરજ પેટે તે અંગ્રેજ સરકારને આપવામાં આવ્યો હતો. હાલ તેને મધ્ય પ્રાતોમાં જોડી દેવામાં આવ્યો છે. એમાં એક કમિશનર રહે છે. એની ઉત્તરે સાતપુડા અને દક્ષિણે અજન્ટાના ડુંગરો આવેલા છે. નદીઓમાં મુખ્ય તાપી, પૈનગંગા, અને વર્ધા છે. એની જમીન કાળી છે, અને તેમાં કપાસ સારો પાકે છે. અકોલા અને ઉમરાવતી રૂના વેપારનાં મથક છે.

**મુખ્ય શહેરો:—**

**બરહાનપુર:**—મોગલ પાદશાહના વખતમાં તાપી નદી પર આવેલું આ શહેર ખાનદેશનું મુખ્ય શહેર હતું; તેમાં હિંદુસ્તાન અને દક્ષિણ વચ્ચેનો વેપાર ચાલતો. હાલ એમાં રૂ કાંતવાની મિલો અને જરીકસબનાં કારખાનાં છે.

**જબલપોર:**—જે સાંકડા માર્ગમાં થઈને નર્મદા વહે છે, ત્યાં આગળ આ શહેર આવેલું છે. એમાં લશ્કરી છાવણી રાખવામાં આવેલી છે, અને રેલવે જંક્શન છે; તેથી એ વેપારઉદ્યોગનું ઘણું અગત્યનું શહેર થઇ પડયું છે.

**નાગપુરઃ**—ઇતિહાસમાં જાણીતા સિતાબાલ્દીના કિલ્લા પાસે મધ્ય પ્રાંતનું આ મોટું અને મુખ્ય શહેર આવેલું છે. એ પણ વેપાર-ઉદ્યોગનું ઘણું જાણીતું શહેર છે.

**કામ્પતિઃ**—નાગપુરથી દસ માઇલને અંતરે આવેલા આ ગામમાં લશ્કરી છાવણી છે.

**પંચમઢીઃ**—મધ્ય પ્રાંતની સરકારનું ઉનાળાનું રહેઠાણ અને હવા ખાવાનું ઠેકાણું પંચમઢી ૩,૫૦૦ ફીટની ઉંચાઇએ આવેલું છે. એમાં વરસાદ લગભગ ૭૭ ઈંચ જેટલો પડે છે.

**રાયપુરઃ**—છત્તિસગઢ વિભાગના આ ગામમાં રાજકુંવરો માટે એક કોલેજ સ્થાપવામાં આવેલી છે.

---

## ૨૨. હિંદુસ્તાનના રાજકીય ભાગો. (ચાલુ)

### (क) દક્ષિણ હિંદ.

**(अ) મદ્રાસ ઇલાકોઃ**—બ્રિટિશ હિંદુસ્તાનના છેક દક્ષિણ ભાગમાં આ ઈલાકો આવેલો છે. કલકત્તા પાસે 'ફોર્ટ વિલિઅમ'નો કિલ્લો છે, તેમ મદ્રાસ પાસે 'ફોર્ટ સેન્ટ જ્યૉર્જ' નો કિલ્લો છે. બ્રિટિશ રાજ્યમાં આ ઇલાકો ઘણો જુનો અને અગત્યનો છે. એમાં હૈદ્રાબાદ, મ્હૈસુર, ત્રાવણકોર અને કોચીનનાં દેશી રાજ્યો, અને કુર્ગના નાના પ્રાંતનો સમાવેશ થાય છે. એની પૂર્વ, પશ્ચિમ, અને દક્ષિણ બાજુએ દરિયો આવેલો છે. પશ્ચિમના કિનારાના મેદાનને મલબાર કિનારો, અને કૃષ્ણા નદી અને તેની થોડેના નીચેના પ્રદેશના પૂર્વ કિનારાને ઉત્તર સરકાર કહે છે. દક્ષિણનું મેદાન કર્ણાટક નામે ઓળખાય છે, અને વચમાં દક્ષિણનો ઉંચો પ્રદેશ આવેલો છે. એ ભાગો અંગ્રેજ સરકારને જુદી જુદી લડાઈઓને પરિણામે મળ્યા હતા; એટલે આખો ઇલાકો કકડે કકડે બન્યો છે.

આખા ઇલાકાનો ઢાળ પશ્ચિમથી પૂર્વ તરફ આવેલો છે, તેથી ઘણી ખરી નદીઓ પશ્ચિમઘાટમાંથી નીકળી પૂર્વ તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે. મુખ્ય નદીઓ ગોદાવરી, કૃષ્ણા, અને કાવેરી છે; સરોવરો ચિલકા, પુલિકટ અને કોલર છે. વિષુવવૃત્તની પાસે હોવાને લીધે આ ઇલાકાની હવા ગરમ છે, પણ દરિયો નજીક હોવાથી ગરમી કે ઠંડી વિશેષ પ્રમાણમાં લાગતી નથી. જ્યાં પાણીની સગવડ હોય છે, ત્યાં ચોખા તથા શેરડી થાય છે. બલ્લારીની આસપાસની કાળી જમીનમાં કપાસ તથા તમાકુ પાકે છે. નીલગિરિ તથા પશ્ચિમઘાટ પર ચા તથા સિંકોના થાય છે, અને ઘાડાં જંગલોમાંથી સાગ તથા બીજાં લાકડાં મળે છે. પશ્ચિમ કિનારા પર નળીઆં બનાવવાનાં કારખાનાં છે. એમાં નાનાં બંદરો ઘણાં છે. મદ્રાસ, વિઝાગાપટ્ટણ, ગોદાવરીના મુખ આગળ કોકોનાડ, ફ્રેંચ લોકોનું પોંડિચરી, કાવેરી નદીનું નેગાપટ્ટણ, સિલોન સાથેના વેપારનું ટુતિકોરીન, ત્રાવણકોરનાં કિવલન અને એલેપ્પી, તથા કોચીન, કલિકટ, તેલિચરી, કેનેનોર, અને માંગલોર એ મુખ્ય બંદરો છે.

લોકો દ્રાવિડ જાતના છે, અને આર્યો કરતાં જુદા પડે છે. તેઓ રંગે કાળા છે, અને તેલુગુ, કાનડી, તામિલ, મલાયલમ, વગેરે ભાષાઓ બોલે છે. આ ઇલાકામાં અંગ્રેજી સત્તાની શરૂઆત વહેલી થઈ હતી, તેથી તેમાં બીજા પ્રાંતો કરતાં અંગ્રેજી કેળવણીનો પ્રચાર વધારે માલમ પડે છે. આખો ઇલાકો ગવર્નર અને તેની કાઉન્સિલના હાથમા મૂકવામાં આવેલો છે. કારોબારી સભા ૪ સભાસદોની, અને ધારાસભા ઓછામાં ઓછા ૧૧૧ સભાસદોની રાખવામાં આવી છે. હિંદુસ્તાનના બીજા મોટા પ્રાંતની માફક આ ઇલાકામાં કમિશનરના હાથ નીચે વિભાગો કરવામાં આવ્યા નથી. માત્ર ૨૪ જિલ્લાઓ કરવામાં આવ્યા છે, અને દરેકનો ઉપરી અમલદાર કલેક્ટર અથવા મૅજિસ્ટ્રેટ હોય છે, અને તે પોતાના ઇલાકાની સરકાર સાથે બારોબાર પત્રવ્યવહાર કરે છે.

મુખ્ય શહેરોઃ—

**મદ્રાસઃ**—ઇ. સ. ૧૬૩૯ માં સ્થાપેલું ઇલાકાનું મુખ્ય શહેર મદ્રાસ કોરોમંડળ કિનારા પર આવેલું છે. એની વસ્તી મુંબઈથી ઓછી અને કલકત્તાથી ઓછી છે. એનાં ત્રણ રેલવે સ્ટેશન છે, જ્યાંથી મુંબઈ, કલકત્તા, અને તુતિકોરિન તરફ ત્રણ રેલવે લાઇન જાય છે. એમાં રેશમી અને સુતરાઉ કાપડ બને છે, અને ચાંદીનું નકશીકામ સારૂં થાય છે. તે ઉપરાંત લોખંડ અને ચીરૂટનાં કારખાનાં ત્યાં આવેલાં છે, અને ચામડાં, સુતરાઉ કાપડ, રૂ અને ગળી ત્યાંથી પરદેશ ચઢે છે. મદ્રાસનું બંદર કુદરતી નથી, તોપણ પી. એન્ડ. ઓ. કંપનિની આગબોટો એમાં આવી શકે એવી ગોઠવણ કરવામાં આવી છે.

**કલિકટઃ**—મલબાર કિનારા પર આવેલું આ એક બંદર છે, પણ ત્યાં વહાણ આવી શકે એમ નથી. એકંદરે એમાં વેપાર ઠીક છે.

**ઉત્તાકામંદઃ**—મદ્રાસ સરકારનું ઉનાળાનું મથક અને હવા ખાવાનું ઠેકાણું ઉટી નીલગિરિના ડુંગરા પર દરિયાની સપાટીથી ૭,૫૦૦ ફીટની ઉંચાઈએ આવેલું છે. અહીં દરેક જાતનાં અંગ્રેજી ફૂલ ઉગે છે.

**તાંજોર અથવા તંજાવરઃ**—કાવેરી નદીના મુખ આગળ આવેલું પુરાણું શહેર છે. તે ચોલ રાજાઓનું પાટનગર હતું. એમાં ઘણાં મંદિરો આવેલાં છે. ત્યાંના ગવૈયા ઘણા પ્રખ્યાત છે, તેથી ત્યાં જાત જાતનાં વાજિંત્રો બને છે.

**ત્રિચિનોપલીઃ**—આજથી લગભગ ૨,૦૦૦ વર્ષ પૂર્વે સ્થાપેલું દ્રાવિડ લોકોનું શહેર છે. તેમાં ચોલ રાજ્યની રાજધાની હતી. હમણાં ત્યાં લશ્કરી છાવણી છે.

**પોંડિચરીઃ**—ફ્રેંચ સંસ્થાનનું બંદર છે. તે મદ્રાસની દક્ષિણે આવેલું છે. ત્યાં ફ્રેન્ચ ગવર્નર રહે છે. અહીંની પ્રજા પણ ફ્રેન્ચ ભાષા બોલે છે, અને એનો મુખ્ય ઉદ્યોગ વણાટકામનો છે.

**માંગલોરઃ**—મલબાર કિનારા પર આવેલું બંદર છે. એમાં

છાપખાનાં ને નળીઆં વગેરેનાં કારખાનાં આવેલાં છે. ત્યાંથી કોફી, માછલી, તેજાના વગેરે પરદેશ જાય છે. પશ્ચિમ કિનારા પર મદ્રાસ રેલવેનો અહીં છેડો આવે છે.

**તુતિકોરિનઃ**—આ બંદરનાં પાણી ઘણાં છાછરાં છે, તેથી મોટાં વહાણો અંદર આવી શકતાં નથી; અહીંથી કોલંબો જનારી આગબોટો ઉપડે છે.

**કોચીનઃ**—મલબાર કિનારાનું મુખ્ય બંદર છે. એમાં બ્રિટિશ રેસિડન્ટ રહે છે. આ શહેર પ્રથમ પોર્ટુગીઝ અને પછીથી વલંદાના તાબામાં હતું, અને હાલ પણ એ લોકોના વંશજો ત્યાં દેખાય છે.

**મછલીપટ્ટણઃ**—કોરોમંડળ કિનારા પર આવેલું છે. એમાં લૂગડાં છાપવાનો તથા ચામડાંનો ઉદ્યોગ મુખ્ય છે.

**કોઇંબિતુરઃ**—નીલગિરિના ડુંગરની તળેટી આગળ પાલઘટના માર્ગમાં આ શહેર ૧૩,૦૦૦ ફીટની ઉંચાઇએ આવેલું છે. નીલગિરીમાં ઉગતી કોફીને સુધારવાનાં કારખાનાં અહીં આવેલાં છે.

**ब. દક્ષિણ હિંદનાં દેશી રાજ્યોઃ**—દક્ષિણ હિંદમાં હૈદ્રાબાદ, ત્રાવણકોર, મ્હૈસુર, અને કોચીનનાં દેશી રાજ્યો, તથા કુર્ગનો બ્રિટિશ પ્રાંત આવેલો છે.

**अ. હૈદ્રાબાદઃ**—હિંદુસ્તાનનાં દેશી રાજ્યોમાં હૈદ્રાબાદનું રાજ્ય ઘણું મોટું અને અગત્યનું છે. એની આબોહવા એકંદરે સારી છે. એની કાળી માટીમાં કપાસ ઘણો ઉગે છે. આખા રાજ્યમાં ખનિજ ઘણું નીકળે છે. એના વરંગુળ વિભાગમાં કોલસા નીકળે છે, અને નૈઋર્ત્યમાં સોનાની ખાણો આવેલી છે. લોખંડ તો લગભગ બધે માલમ પડે છે. હીરાની ખાણોનો ઉદ્યોગ ઘણો પ્રાચીન છે, અને હાલ ત્રાંબું વગેરે બીજી ધાતુઓ જડવા લાગી છે.

હૈદ્રાબાદના રાજ્યકર્તા નિઝામ કહેવાય છે, ને તે જાતે મુસલમાન છે. પહેલો નિઝામ અસફજાહ થયો. તે ઈ. સ. ૧૭૧૩માં અહીં રાજ્ય કરતો હતો. નિઝામના રાજ્યમાં પણ બ્રિટિશ

રાજ્યની માફક રાજાને સલાહ આપવા તથા કાયદા બાંધવા સભા હોય છે. લોકોની ભાષા હિંદુસ્તાની અથવા ઉર્દુ, તેલુગુ, મરાઠી, અને કાનડી છે. મુખ્ય ઉદ્યોગો સુતરાઉ તથા રેશમી કાપડ, રૂપેરી તથા સોનેરી કસબ, ચાંદી તથા ત્રાંબાનાં વાસણુ, તરવાર વગેરે બનાવવાના છે. આખા રાજ્યમાં ૮૫૦ માઇલ રેલવેની સડકો નાખવામાં આવી છે.

**મુખ્ય શહેરોઃ હૈદ્રાબાદઃ**—કૃષ્ણા નદીની શાખા ઉપર આવેલા હૈદ્રાબાદ રાજ્યના આ પાટનગરને ફરતો કોટ છે. એમાં નિઝામનો શોભાયમાન મહેલ, ચાર મિનારા, તથા બીજાં સુંદર મકાનો દેખાય છે. બ્રિટિશ રેસિડંટ અહીં રહે છે.

**સિકંદ્રાબાદઃ**—હૈદ્રાબાદથી ૬ માઈલ દૂર આવેલું છે. એમાં અંગ્રેજ સરકારની લશ્કરની મોટી છાવણી છે.

**ગોવલકોંડાઃ**—હૈદ્રાબાદની પશ્ચિમે પાંચ માઇલ ઉપર આવેલું છે. દક્ષિણમાં થઇ ગએલા બ્રાહ્મણી રાજાઓ અને ત્યાર પછી કુતુબશાહી રાજાઓનું એ પહેલાં પાટનગર હતું. એની આસપાસની હીરાની ખાણો ઘણી જાણીતી હતી, પણ હાલ ખાણુનો ઉદ્યોગ બંધ પડયો છે.

**ઔરંગાબાદઃ**—હૈદ્રાબાદ રાજ્યનું બીજું અગત્યનું શહેર છે. એનાં ચાંદીનાં કામ અને સોનેરી તથા રૂપેરી કસબનાં કામ ઘણાં વખણાય છે. આ શહેરની પાસે એલોરાની જાણીતી ગુફાઓ, અને ડુંગરોમાંથી કોતરી કાઢેલાં મંદિરો છે.

**અજિંટાઃ**—આ ગામડાની પાસે બૌદ્ધ ધર્મના જુના મઠો, તથા પત્થરમાંથી કોતરી કાઢેલાં મંદિરો દેખાય છે. એના લેખ તથા ચિત્રો ઉપરથી ૨,૦૦૦ વર્ષ પૂર્વેના લોકોના રીતરિવાજ, રહેણી-કરણી, પોશાક, દેખાવ વગેરેનો આપણુને ખ્યાલ આવે છે.

**અસાઇઃ**—અહીં મરાઠા અને અંગ્રેજ સરકાર વચ્ચે ઇ. સ. ૧૮૦૩ માં મોટી લડાઇ થઇ હતી.

**ચ. મ્હેસુરઃ**—દક્ષિણમાં આ દેશી રાજ્યનો ઉંચો પ્રદેશ આવેલો છે. એની મુખ્ય નદી કાવેરી છે. એમાં સરોવરો આવેલાં

નથી, પણ આસરે ૩૦,૦૦૦ તળાવો બંધ બાંધીને કરવામાં આવ્યાં છે. સરેરાશ વરસાદનું પ્રમાણ ૩૦ ઇંચનું છે, અને શેરડી, કપાસ, નાળિએર, ચોખા વગેરે પાકે છે. મ્હૈસુરની પૂર્વે કોલરમાં અને ઉત્તરે અનન્તપુરમાં સોનાની ખાણો આવેલી છે, અને તેમાંથી લાખો રૂપીઆનું સોનું નીકળે છે. ઊન, રેશમ, અને સુતરના વણાટકામ, ત્રાંબા-પિત્તળની કારીગરી, અને સુખડનું કોતરણી કામ એ રાજ્યના મુખ્ય ઉદ્યોગ છે. પ્રજાનો ઘણો ભાગ દ્રાવિડ જાતનો છે, અને તેઓ કાનડી ભાષા બોલે છે. રાજ્યમાં રેલ્વેની સગવડ બહુ સારી છે. કેળવણીની બાબત પર આ રાજ્યમાં ઘણું ધ્યાન અપાય છે, અને બીજી ઘણી બાબતોમાં એ રાજ્ય નમુના રૂપ છે. ઇ. સ. ૧૭૯૯માં ટીપુ સુલતાનના મરી ગયા પછી અંગ્રેજ સરકારે અસલના હિંદુ રાજા કૃષ્ણ રાજાના વારસને ગાદી આપી હતી. તે વંશના રાજા હાલ મહારાજા-પદ ભોગવે છે. રાજ્યનું પાટનગર મ્હૈસુર છે, અને રાજ્યની કચેરીઓ બેંગલોરમાં રાખવામાં આવેલી છે.

**મુખ્ય શહેરો:—**

**બેંગલોર:**—ઘણું મોટું અને અગત્યનું શહેર છે. એની હવા ઘણીજ સારી છે. એના બે ભાગ કરવામાં આવ્યા છે. એક ભાગ મ્હૈસુર રાજ્યને તાબે છે, અને બીજો અંગ્રેજ સરકારનો છે, જ્યાં લશ્કરી છાવણી રહે છે. આ શહેર રાજ્યકારભારનું મથક છે. એમાં રેશમી, સુતરાઉ, અને ગરમ કાપડની મિલો, નળીઆં તથા ઇંટ બનાવવાનાં કારખાનાં, ત્રાંબાપિત્તળનાં કામ, અને દારૂ ગાળવાનાં તથા ચામડાનાં કારખાનાં આવેલાં છે.

**મ્હૈસુર:**—મ્હૈસુર રાજ્યનું પાટનગર છે, અને ચામુંડા પર્વતની તળેટીમાં આવેલું રળિઆમણું શહેર છે. દશેરા અને વર્ધન્તિ (રાજાનો જન્મદિવસ) ઉપર અહીં દરબાર ભરવામાં આવે છે.

**શ્રીરંગપટ્ટણ:**—કાવેરી નદીના ટાપુ પર આવેલું છે. ટીપુના વખતમાં એ પાટનગર હતું, અને તેનો કિલ્લો ઘણો મજબુત ગણાતો.

ટીપુ અહીંજ મરણુ પામ્યો હતો, અને ટીપુની તથા હૈદરઅલીની કબરો ત્યાંજ છે.

**क. ત્રાવણકોર:—**હિંદુસ્તાનની છેક દક્ષિણે આ રાજ્ય આવેલું છે. વિષુવવૃત્તની ઉત્તરે ૮ અક્ષાંશ પર આવેલી કન્યાકુમારિની ભૂશિર પણ એમાં આવી જાય છે. પૂર્વે પશ્ચિમઘાટના ડુંગરા અને પશ્ચિમે દરિયો આવેલો હોવાથી ત્યાંની આબોહવા કિનારાના પ્રદેશ જેવી થાય છે. દક્ષિણ હિંદુસ્તાનમાં આ ભાગ ઘણો સુંદર અને રસાળ ગણાય છે. ડુંગરાના ઝરાઓ અને નહેરોથી પાણીનો સળંગ વ્યવહાર કરવામાં આવ્યો છે, અને ત્રિવેન્દ્રમથી કોચીનના ૨૦૦ માઇલ સુધી વહાણો જઈ શકે છે. કિનારાના પ્રદેશમાં નાળિએર અને ચોખા મોટા પ્રમાણમાં થાય છે. મુખ્ય ઉદ્યોગ દોરડાં વણવાનો તથા સાદડી ગૂંથવાનો છે.

**મુખ્ય શહેરો: ત્રિવેન્દ્રમ:—**એ દરિયા પરનું ગામ છે, પણ બંદર નથી. એમાં કિલ્લો છે, જેમાં મહારાજાનો મહેલ આવેલો છે.

**કિવલન:—**ત્રિવેન્દ્રમની ઉત્તરે કિનારા પર આવેલું જુનું શહેર છે. અસલના વખતમાં અરબ વેપારીઓ સાથે તેનો વેપાર ચાલતો હતો. એની મુખ્ય નિકાસ કોફી, ચા, લાકડાં, મસાલા, અને દોરડાં છે.

**એલેપ્પી:—**ત્રાવણકોરનું મુખ્ય બંદર છે, અને ત્રિવેન્દ્રમ સાથે નહેરથી જોડાએલું છે. નાળિએરને લગતો ઉદ્યોગ એમાં માલુમ પડે છે.

**ख. કોચીન:—**આ દેશી રાજ્ય નાનું છે, તોપણ ત્રાવણકોરની માફક પશ્ચિમઘાટ ને કિનારાના એમ બે પ્રદેશ એમાં પડે છે. ઘાટના પ્રદેશમાં સાગ અને બીજાં ઝાડોનાં જંગલો છે, અને કિનારાના પ્રદેશમાં પાણીના ઝરા વહેતા હોવાથી નાળિએરીનાં ઝુંડ અને ચોખાનાં ખેતરો આવેલાં છે. આ રાજ્યમાં વરસાદ ઘણો પડે છે. મુખ્ય ઉદ્યોગ દોરડાં, સાદડી, કોપરેલ, અને નળીઆંનો છે.

કુર્ગ:—આ નાનકડો બ્રિટિશ મુલક મ્હેસુરની પશ્ચિમે આવેલો છે. એની આસપાસના ડુંગરામાં કોફી અને નારંગી થાય છે, અને પાણી-વાળા પ્રદેશમાં ચોખા પાકે છે. કાવેરી નદીનું મૂળ આ પ્રાંતમાં છે. જંગલમાં હાથી, જંગલી ભેંસ, વાઘ, ચિત્તા, હરણ, સાબર, વગેરે જંગલી પ્રાણીઓ દેખાય છે.

કુર્ગની પ્રજા પહાડી છે, અને તેમનો મુખ્ય ધંધો કોફી ઉગાડ-વાનો છે. આખા હિંદુસ્તાનમાં આ એકજ પ્રાંત એવો છે, કે જ્યાં હથિયારનો કાયદો લાગુ પડતો નથી. મરકારા એનું મુખ્ય શહેર છે. તેમાં આ પ્રાંતનો કમિશનર રહે છે.

---

## ૨૩. હિંદુસ્તાનના રાજકીય ભાગો. (ચાલુ)

### अ. મુંબઇ ઇલાકો.

મુંબઇ ઇલાકાની સામાન્ય ભૂગોળ તથા એના મુખ્ય ભાગો તમે ગુજરાતી ચોથા ધોરણમાં શીખી ગયા છો. અહીં એનાં મુખ્ય શહેરો તથા જાણવા લાયક સ્થળો વિષે થોડી હકીકત જોઈએ.

મુંબઈ:—આખા ઇલાકાનું પાટનગર અને પશ્ચિમ હિંદનું મુખ્ય બંદર મુંબઈ એક બેટ પર આવેલું છે. તેમાં પ્રથમ માછી લોકો વસતા હતા, પણ ઇ. સ. ૧૬૬૧ પછી એની ધીમે ધીમે વૃદ્ધિ થવા લાગી. આ બંદર આખી દુનિયાનાં બંદરોમાં ઘણું અગત્યનું અને જાણીતું છે, અને ત્યાં મોટી મોટી આગબોટો આવે છે. મુંબઈ-ને હિંદુસ્તાનનો દરવાજો કહે છે; કારણ કે પરદેશી માલ અને માણસોને હિંદુસ્તાનમાં આવવાનું એ દ્વાર છે. એમાં એક યુનિવર્સિટી છે, અને તેને અંગે કોલેજો સ્થાપવામાં આવેલી છે. રૂના ઉદ્યોગના વેપારનું એ મુખ્ય મથક છે; કારણ કે દક્ષિણ, વરાડ પ્રાંત, અને ગુજરાતમાંથી ઘણો કપાસ ત્યાં આવે છે. એકંદરે એમાં કાપડની ૧૦૦ મિલો આવેલી છે. સરેરાશ વરસાદ ૭૫ ઇંચ જેટલો થાય છે. મુંબઇના ગવર્નર અહીં રહે છે.

**પુના**:—૧,૮૫૦ ફીટની ઉંચાઇએ આવેલું છે; અગાઉ એ પેશ્વાની રાજધાની હતું, અને હાલ મુંબઈ સરકારનું ચોમાસાનું મથક છે. તેમાં લશ્કરી છાવણી છે. એમાં ઘણી શાળાઓ અને પાઠશાળાઓ સ્થાપવામાં આવેલી છે. મહારાષ્ટ્રમાં પુના કેળવણીનું એક મુખ્ય સ્થાન ગણાય છે. એમાં ત્રાંબાપિત્તળનાં વાસણો, સોનારૂપાના દાગીના, અને હાથીદાંતનું કામ ઘણું સારૂં બને છે.

**અમદાવાદ**:—ખંભાતના અખાતથી ૫૦ માઇલ દૂર સાબરમતી નદી ઉપર આવેલું છે. અસલ તે ગુજરાતના પાદશાહોનું પાટનગર હતું. એમાં જુમા મસ્જિદ, શાહઆલમનો રોજો, કાંકરીઉ તળાવ, હઠીસીંગનાં દહેરાં વગેરે જોવા લાયક મકાનો છે. એમાં સુતરાઉ કાપડની ઘણી મિલો આવેલી છે, અને તેથી ઇગ્લાંડના મેનચેસ્ટર સાથે એ બાબતમાં એને સરખાવી શકાય.

**સુરત**:—આ શહેર તાપી નદી પર આવેલું છે. તેમાં ઇસ્ટ ઇંડિઆ કંપનિએ પ્રથમ કોઠી નાખી હતી. પહેલાંના વખતમાં એ ઘણું સારૂં બંદર ગણાતું, અને ત્યાં વેપારરોજગાર ઘણો સારો ચાલતો, પણ ત્યાંનો વેપાર મુંબઇ બેટ અંગ્રેજ સરકારને મળ્યો, ત્યારથી ભાંગી પડયો છે. એમાં જરીકસબનું કામ ઘણું સારૂં થાય છે.

**કરાંચી**:—સિંધ પ્રાંતનું ઘણું અગત્યનું મથક ને મોટું બંદર છે. ત્યાં આગળ નોર્થ વેસ્ટર્ન રેલવેનો છેડો આવેલો છે, અને પંજાબ અને કેટલેક અંશે મધ્ય એશિઆનો વેપાર એ રસ્તેથી ચાલે છે. આખા સિંધ પ્રાંતમાં કરાંચીની આબોહવા ઘણી સારી છે. જ્યારથી સિંધ પ્રાંત અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો, ત્યારથી કરાંચીની વૃદ્ધિની શરૂઆત થવા લાગી. ત્યાંથી પંજાબના ઘઉં દૂર દેશાવર ચઢે છે.

**હૈદ્રાબાદ**:—અસલના સિંધ પ્રાંતના અમીરોનું આ પાટનગર સિંધુ નદી પર આવેલું છે. તેમાં સિંધના અમીર અથવા મીરની કબરો છે. એમાં મોટું લશ્કર રહે છે.

**ભરૂચઃ**—નર્મદા નદી પર ગુજરાતમાં આવેલું જુનું શહેર છે. ૨,૦૦૦ વર્ષ ઉપર હિંદુસ્તાન અને એશિઆના પશ્ચિમ દેશો સાથે એનો ઘણો વેપાર ચાલતો હતો. એમાં થોડી સુતરની મિલો આવેલી છે.

**બેલગામઃ**—દરિયાની સપાટીથી ૨,૫૦૦ ફીટની ઉંચાઇએ, પશ્ચિમઘાટ ઉપર મહારાષ્ટ્રમાં આ શહેર આવેલું છે. એમાં કિલ્લો છે, અને લશ્કરી છાવણીને રાખવામાં આવી છે. દક્ષિણ વિભાગના કમિશનરનું રહેઠાણ અહીં છે.

**બિજાપુરઃ**—આ જાણીતું શહેર આદિલશાહી રાજાના વખતમા બિજાપુર રાજ્યનું મુખ્ય શહેર હતું. એમાં ખંડિએરો, ભાંગેલા મહેલો, વગેરે દેખાય છે, તે ઉપરથી એની અસલી જાહોજલાલી માલમ પડી આવે છે. 'ગોળ ગુંબજ' આખી દુનિયામાં અજોડ છે.

**ધારવાડઃ**— આ શહેર પણ મહારાષ્ટ્રમાં આવેલું છે, અને તેમાં વિજયનગરના રાજ્યના રાજાઓનો કિલ્લો છે. એમાં લિંગાયત પંથના ઘણા લોકો માલમ પડે છે.

**હુબલીઃ**—ધારવાડની પાસે આવેલા આ શહેરમાં લશ્કર રાખવામાં આવે છે. રૂના વેપારનું મહારાષ્ટ્રનું એ મુખ્ય મથક છે.

**કારવાડઃ**—મુંબઇની દક્ષિણે ૩૦૦ માઇલે દરિયા પર આવેલું આ એક બંદર છે; ત્યાં ઇસ્ટ ઈંડિઆ કંપનિએ પોતાની કોઠી ઘાલી હતી.

**મહાબળેશ્વરઃ**—પશ્ચિમઘાટ ઉપર આસરે ૪,૫૦૦ ફીટની ઉંચાઇએ મુંબઇ ઇલાકાનું આ હવા ખાવાનું ઠેકાણું આવેલું છે.

**નાશકઃ**—હિંદુ લોકોનું આ યાત્રાનું ગામ મુંબઇથી ૧૦૭ માઇલ દૂર ગોદાવરી નદી પર આવેલું છે. એમાં બૌદ્ધ ધર્મની કેટલીક ગુફાઓ પણ છે. એની ત્રાંબાપિત્તળની કારીગરી ઘણી વખણાય છે.

**રત્નાગિરિઃ**—મુંબઇની દક્ષિણે આવેલું એ દરિયાકિનારાનું ગામ છે ખરૂં, પણ એ સારૂં બંદર નથી.

**સતારાઃ**—કૃષ્ણા નદી પર આવેલું મહારાષ્ટ્રનું ગામ છે. એક

ડુંગરા ઉપર એમાં કિલ્લો બાંધેલો છે. શિવાજી મહારાજની એ રાજધાની હતું.

**દેવલાલીઃ**—નાશક પાસે ચાર માઇલ પર આ હવા ખાવાનું સ્થળ છે. ત્યાં લશ્કરી છાવણી છે.

**માથેરાનઃ**—કોલાબા જિલ્લાનું આ હવા ખાવાનું સ્થળ છે. મુંબઇથી ૫૦ માઇલને છેટે **જી. આઇ. પી.** રેલવે લાઇન પર **નેરલ** નામનું સ્ટેશન છે, ત્યાંથી ડુંગર પર રેલવેમાર્ગે જવાય છે.

મુંબઇ ઇલાકાનાં દેશી રાજ્યો સિંધ, ગુજરાત, કચ્છ તથા કાઠિઆવાડ, દક્ષિણ, કોંકણ, અને કર્ણાટકમાં આવેલાં છે, તેની હકીકત ગુજરાતી ચોથા ધોરણમાં તમે શીખી ગયા છો. સિંધમાં ખૈરપુરનું રાજ્ય છે. તેના મુખ્ય શહેર ખૈરપુરમાં તરવાર અને બંદુકો બને છે. ગુજરાતનાં દેશી રાજ્યોના સમૂહના ભાગ પાડી તેની એજન્સિઓ બનાવવામાં આવી છે, તે રેવાકાંઠા, **મહીકાંઠા**, **પાલણપુર**, કચ્છ, અને કાઠિઆવાડ ( વેસ્ટર્ન ઇંડિઆ સ્ટેટ્સ )ના નામે ઓળખાય છે. એ રાજ્યોની વિગત તમે શીખી ગયા છો, તેથી તે અહીં આપવામાં આવી નથી. ગુજરાતમાં **વડોદરાનું** રાજ્ય ઘણું અગત્યનું છે. એનું ક્ષેત્રફળ ૮,૦૦૦ ચોરસ માઇલ છે, અને વસ્તી વીસ લાખની છે. રાજ્યના મહારાજાને ગાયકવાડ કહે છે. હાલના મહારાજા સયાજીરાવ ગાયકવાડ ઘણા પ્રગતિમાન રાજ્યકર્તા છે. દક્ષિણનાં રાજ્યોમાં મહારાષ્ટ્રનાં **કોલ્હાપુર** અને **સાવંતવાડીનાં** રાજ્યો મુખ્ય છે.

**(अ) એડનઃ**—અરબસ્તાનના નૈઋત્ય ખુણામાં આ બંદર આવેલું છે. જો કે એડન હિંદુસ્તાનની બહાર છે, છતાં રાજ્યવહીવટની સગવડ ખાતર તે મુંબઇ ઇલાકાનો ભાગ ગણાય છે. રાતા સમુદ્રના પ્રવેશમાર્ગમાં આવેલું હોવાથી, અને યુરોપ તથા પૂર્વના દેશોના દરિઆઇ માર્ગે બીજા કોઇ બંદરની સગવડ નહિ હોવાથી એડન ઘણું અગત્યનું બંદર થઈ પડયું છે. ત્યાં આગળ આગબોટ કોલસો લે છે, અને પરદેશી માલની આપલે પણ ત્યાં થાય છે.

બાબલમાંડબની સામુદ્રધુનિમાં આવેલા પેરિમના નાના ટાપુ, અને એડનના અખાત આગળ આવેલા સોકોટ્રાના મોટા ટાપુ, એમ બન્ને ટાપુઓને એડનના રેસિડંટના તાબામાં મૂકવામાં આવેલા છે.

(ख) ફ્રેંચ સંસ્થાનો:—વેપારાર્થે ફ્રેંચ ઇસ્ટ ઇંડિઆ કંપનિ હિંદમાં આવી હતી, તે વખતનાં હિંદમાં મેળવેલાં કેટલાંક ગામો હજુ ફ્રેંચને તાબે છે. એનું મુખ્ય શહેર પોંડીચેરી કોરોમંડળ કિનારા પર આવેલું છે, અને ત્યાં ફ્રેંચ ગવર્નર રહે છે. પોંડીચેરીના વતનીઓ ફ્રેંચ ભાષા બોલે છે. એનો મુખ્ય ઉદ્યોગ વણાટકામનો છે, અને ચોખા અને કોપરેલ ત્યાંથી પરદેશ ચડે છે. બીજું સંસ્થાન બંગાળામાં કલકત્તાની ઉત્તરે હુગલી નદી પર ચંદ્રનગરનું છે. એ સિવાય કાવેરી અને ગોદાવરીનાં મુખ આગળ અનુક્રમે કારિકલ અને યાનાનનાં ફ્રેંચ સંસ્થાનો આવેલાં છે. મલબાર કિનારા પર માહીનું એકજ ફ્રેંચ સંસ્થાન છે.

(क) પોર્ટુગીઝ અથવા ફિરંગી સંસ્થાનો:—પોર્ટુગીઝ દેશના વહાણવટીઓ પંદરમા સૈકામાં હિંદુસ્તાનમાં વેપાર કરવા આવ્યા હતા, ત્યારનાં એમનાં દીવ, દમણ, અને ગોવાનાં સંસ્થાનો હિંદમાં કાયમ છે. ગોવા સંસ્થાનનું મુખ્ય શહેર ગોવા છે. પહેલાંના વખતમાં યુરોપ અને હિંદુસ્તાનના વેપારનું એ મુખ્ય મથક હતું. એમાં રોમન કેથોલિક ધર્મના ધર્મગુરુ સેંટ ફ્રાન્સિસની કબર આવેલી છે, તેને એ ધર્મના અનુયાયીઓ ઘણી પવિત્ર ગણે છે. ફિરંગીનું બીજું સંસ્થાન દીવ કાઠિઆવાડ દ્વીપકલ્પની દક્ષિણે આવેલા ટાપુમાં આવેલું છે. અસલના વખતમાં એ શહેર ઘણું આબાદ હતું, અને અરબસ્તાન તથા ઇરાનના અખાત સાથે ઘણો વેપાર ચલાવતું હતું. મુંબઈની ઉત્તરે લગભગ ૧૦૦ માઇલ દૂર થાણા જિલ્લાની સરહદ પર દમણ નામનું ત્રીજું સંસ્થાન છે. ત્રણે સંસ્થાનોનાં મુખ્ય શહેરો બંદર છે, અને હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા પર આવેલાં છે.

---

## ૨૪. હિંદુસ્તાનના રાજકીય ભાગો. (ચાલુ)

### (અ) હિંદુસ્તાનની ઈશાન સરહદનો પ્રદેશઃ બ્રહ્મદેશ.

બ્રહ્મદેશ હિંદુસ્તાનની બહાર આવેલો દેશ છે, અને એના લોકો ધર્મમાં અને બીજી રીતે હિંદુ લોકોથી જુદી જાતના છે, તો-પણ તે હિંદી સામ્રાજ્યનો ભાગ છે, અને હિંદી સરકારના હાથ નીચે મૂકવામાં આવેલો છે. પહેલાં એના ઉપરી અધિકારી તરીકે એક લેફ્ટેનન્ટ ગવર્નરની નીમણૂક થતી, પણ ઇ. સ. ૧૯૨૨ પછી ત્યાં ગવર્નર રહે છે. આ પ્રાંત કકડે કકડે અંગ્રેજ સરકારને મળ્યો છે. આરાકાન, ટિનાસરીમ, અને પેગુના ત્રણ પ્રાંત મળીને બ્રિટિશ બ્રહ્મદેશ થાય છે. તે ઇ. સ. ૧૮૮૬ માં બ્રિટિશ મુલક સાથે જોડી દેવામાં આવ્યો.

આ દેશમાં પર્વતોની હાર ઉત્તરથી દક્ષિણ તરફ જાય છે, અને તેની ખીણમાં દક્ષિણ તરફ વહેતી નદીઓ આવેલી છે. ઈરાવદી બ્રહ્મદેશની મુખ્ય નદી છે. એમાં વરસાદ અને બરફનું પાણી પુષ્કળ આવે છે, તેથી હંમેશાં ચીનની સરહદ પર એના મુખથી ૯૦૦ માઇલને અંતરે આવેલા ભામો શહેર સુધી એમાં વહાણો આવજા કરી શકે છે. બીજી નદી સાલવીન છે. તે મુલમૈન ગામ આગળ માર્તાબાનના અખાતમાં પડે છે. આ નદી ઇરાવદી જેટલી ઉપયોગી નથી, છતાં ડુંગરોમાંથી સાગનાં લાકડાં મુલમૈન બંદરે લાવવામાં એ અતિ ઉપયોગી છે. પેગુ અને શાનના ડુંગરાની વચ્ચે થઇને વહેતી સીતાંગ નામની એક ત્રીજી નદી છે.

બ્રહ્મદેશની હવા ગરમ છે. કિનારાના પ્રદેશો એટલે આરાકાન-નો કિનારો, ઇરાવદીનો મુખપ્રદેશ, અને ટિનાસરીમનો ભાગ, એમાં હિંદુસ્તાનના પશ્ચિમના ભાગ જેટલો વરસાદ થાય છે. આખા દેશમાં એકંદરે વરસાદ બહુ થાય છે. ચોખા અને ઇમારતી લાકડાં આ દેશની મુખ્ય પેદાશ છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, અને જે કારીગર વર્ગ છે, તે વણાટનો, સાદડી તથા માટીનાં વાસણ બના-

વવાં, વગેરેનો ધંધો કરે છે. આ દેશનાં જાનવરો નાનાં પણ જબરાં હોય છે. ખાસ કરીને પેગુ અને રંગુનના ઘોડા વખણાય છે. આરાકાનમાં કેરોસીન, અને ટિનાસરીમમાં કલાઈ પુષ્કળ નીકળે છે. ઉત્તર અને દક્ષિણ શાનના રાજ્યોમાં કોલસા નીકળે છે, અને માંડલેની ઉત્તરના ડુંગરામા માણિકની ખાણો છે. લોકો મોંગોલિઅન જાતના છે, અને તેઓ હિંદી ચીનમાં બોલાતી ભાષાની જાતની ભાષા બોલે છે. તેમનો ધર્મ બૌદ્ધ ધર્મ છે, અને દરેક ગામમાં એ ધર્મના વિહારો, મઠો, અને દેવાલયો દેખાય છે.

મુખ્ય શહેરો:—

રંગુન:—એ બ્રહ્મદેશનું મુખ્ય શહેર છે, અને ઇરાવદી નદી પર આવેલું છે. ત્યાંથી ચોખા, ઇમારતી લાકડાં, રબર, તમાકુ, અને રૂ પરદેશ ચડે છે. એમાંથી રેલવેની ઘણી સડકો નીકળે છે, અને મુખ્ય લાઇન પેગુ થઇને ઉત્તરમાં માંડલે સુધી જાય છે.

માંડલે:—બ્રહ્મદેશના રાજાઓનું પાટનગર હતું. થીબો રાજાનો મહેલ અને બૌદ્ધ ધર્મનાં મંદિરો એમાં આવેલાં છે. એમાં લશ્કર રહે છે.

બાસીન:—ઇરાવદીના મુખ પર આવેલુ શહેર છે, જ્યાંથી ચોખા યુરોપ ચઢાવવામાં આવે છે.

મુલમૈન:—ટિનાસરીમ પ્રાંતનું આ મુખ્ય શહેર સાલવીન નદી પર આવેલું છે. મુલમૈનનો સાગ ઘણો વખણાય છે, અને ઘરો બાંધવામાં ઘણો કામમાં આવે છે.

આકિઆબ:—આ શહેર આરાકાનનું મુખ્ય શહેર છે. તેમાં વરસાદ ૨૦૦ ઇંચ જેટલો પડે છે. એનો મુખ્ય વેપાર ચોખાનો છે.

ભામો:—ઇરાવદીને કિનારે દરિયાથી લગભગ ૭૦૦ માઈલ દૂર આ શહેર આવેલું છે. એમાં થઈને આ દેશનો ચીન સાથેનો વેપાર ચાલે છે.

## (ઘ) સિલોન.

આ મોટો ટાપુ હિંદુસ્તાનની દક્ષિણે હિંદી મહાસાગરમાં આવેલો છે. એનો આકાર જમરૂખ અથવા કેરીના જેવો છે. એમાં સિંહાલી નામના લોકો વસે છે. તેથી એને સિંહલદ્વીપ કે સિલોન કહે છે. ઘણા પ્રાચીન કાળમાં આ બેટ હિંદુસ્તાન સાથે જોડાએલો હોવો જોઈએ; કારણ કે એની અને હિંદુસ્તાનની વચ્ચે પાક સામુદ્રધુનિની બન્ને બાજુએ સામસામા રામેશ્વર, મનાર, અને બીજા ટાપુઓ આવેલા છે. તેઓની વચ્ચે દરિયાની ખાડી માત્ર ૨૧ માઇલ પહોળી છે; તેમાં એડમના પુલના નામથી ઓળખાતા પરવાળાંના નાના ટાપુઓ આવેલા છે. એની ઉત્તરથી દક્ષિણ સુધી લંબાઇ લગભગ ૨૭૦ માઇલની, અને પૂર્વથી પશ્ચિમ સુધી પહોળાઇ ૧૪૦ માઇલની છે, એટલે આ બેટ ક્ષેત્રફળમાં મૈસુરના રાજ્ય જેટલો છે.

વિષુવવૃત્તની પાસે આ બેટ આવેલો હોવાથી એમાં ઉનાળા અને શિઆળામાં ગરમીના પ્રમાણમાં બહુ તફાવત પડતો નથી. એમાં નૈઋત્ય અને ઇશાનના બન્ને વરસાદના વાયુ આવે છે, તેથી પુષ્કળ વરસાદ વરસે છે. એમાં નદીઓ ઘણી નાની છે. ડુંગરાના ઢોળાવોનાં ઘાડાં જંગલોમાં હાથી, ચિત્તા, જંગલી ભેંસ, હરણ વગેરે પ્રાણીઓ નજરે પડે છે; તેમ છતાં જંગલો સાફ કરી તેમાં ચાના બગીચા કરવામાં આવ્યા છે. સિલોનની ચાનો વેપાર હિંદુસ્તાન અને ચીનની ચાના વેપાર કરતાં કોઇ પણ રીતે ઉતરતો નથી. દક્ષિણની ભેજવાળી જમીનમાં રબરનાં ઝાડો ઘણાં ઉગે છે. ખનીજમાં પ્લમબેગો મુખ્ય છે, તે પેન્સિલ બનાવવાના ખાસ કામમાં આવે છે. મનારના અખાતમાંથી મોતી નીકળે છે. એમાં વસતી પ્રજા સિંહાલી અને તામિલની છે. તે ઉપરાંત મુર જાતના આરબ વેપારીઓની મુસલમાની ઓલાદ પણ ત્યાં છે. વળી યુરોપીઅનો અને યુરેઝીઅનો પણ ત્યાં ઘણી સારી સંખ્યામાં છે. સિંહાલી લોકોનો ધર્મ બૌદ્ધ ધર્મ છે. આ બેટ અંગ્રેજ સરકારને તાબે છે, પણ તે હિંદુસ્તાનના વાઇસ-

ગેયની સત્તા નીચે નથી, તેથી હિંદી સામ્રાજ્યમાં તેનો સમાવેશ થતો નથી. એ '**ક્રાઉન કૉલોની**' એટલે ઇંગ્લાંડના પ્રધાનમંડળની સીધી દેખરેખ નીચેનું સંસ્થાન છે. અહીં ગવર્નર કારભાર ચલાવે છે, અને ઈંગ્લાંડનાં સંસ્થાનોનો સેક્રેટરી તેના ઉપર દેખરેખ રાખે છે.

**મુખ્ય શહેરોઃ—**

**કોલંબોઃ**—પશ્ચિમ કિનારાનું આ એક મોટું શહેર અને બંદર છે, જ્યાંથી આખા બેટનો વેપાર ચાલે છે. આ બંદર આગળ યુરોપ, એશિઆ, આફ્રિકા, અને ઑસ્ટ્રેલિઆના દરિઆઈ માર્ગો એકઠા થાય છે, અને તે પૂર્વ અને પશ્ચિમને રસ્તે મળવાનું સ્થાન છે. અહીંઆં આગબોટો વાસ્તે કોલસાનો સંગ્રહ કરી રાખવામાં આવે છે, તે લેવાને આગબોટો અને વહાણો થોભે છે. ટાપુની રેલવેની સડકો પણ અહીં એકત્ર થાય છે.

**કેન્ડીઃ**—એ અસલનું પાટનગર છે. તેમાં વનસ્પતિશાસ્ત્રના અભ્યાસ માટે બગીચા રાખવામાં આવ્યા છે.

**ત્રિન્કોમાલીઃ**—એનું બંદર કુદરતી, મોટું, અને ઉંડું છે, પણ દરિઆઇ માર્ગથી એ બહાર આવેલું છે. ટાપુની રેલવે સાથે આ શહેરને જોડવાને નવી રેલવે સડક તૈયાર થાય છે.

**(क) માલદ્વીપ ટાપુઓનો સમૂહઃ**—વિષુવવૃત્ત પર સિલોન-નો નૈર્ઋત્યે ૪૦૦ માઇલને અંતરે અને લક્ષદ્વીપની દક્ષિણે સત્તર ટાપુઓના આ સમૂહને આ નામ આપવામાં આવ્યું છે. એ દ્વીપોમાં મુસલમાન સુલતાન રાજ્ય કરે છે, અને સિલોનની સરકારને તાબે છે. એમાં નાળિએરનાં ઝુંડો ઘણાં દેખાય છે. લોકોનો મુખ્ય ધંધો વહાણ તથા દોરડાં બનાવવાનો છે. લક્ષદ્વીપ ટાપુઓ માલદ્વીપ ટાપુ-ઓની ઉત્તરે ૨૦૦ માઇલ પર આવેલા છે, અને તેનો કારભાર હિંદી સરકાર ચલાવે છે. એમાં પણ મુસલમાનની વસ્તી છે.

**(ड) આન્દામાન અને નિકોબારના ટાપુઓઃ**—બ્રહ્મદેશના પશ્ચિમ કિનારા પર આવેલા આરાકાનના ડુંગરા દક્ષિણમાં સુમાત્રા

અને પૂર્વ હિંદના ટાપુઓના સમૂહ તરફ જાય છે. તેની ઉંચી ટેકરી પર આ ટાપુઓ આવેલા છે. **આન્દામાન** ટાપુના બે ભાગ કરવામાં આવેલા છે: એક **મોટો આન્દામાન**, અને બીજો **નાનો આન્દામાન**. આખા ટાપુમા પુષ્કળ ઝાડ–પાન માલમ પડે છે. એમાં નદીઓ બીલકુલ આવેલી નથી, પણ કિનારા પર ઘણાં બંદરો દેખાય છે.

**નિકોબાર**:—આ ટાપુઓ ૧૯ ટાપુઓના બનેલા છે, જેમાંના માત્ર ૭ માં વસ્તી માલમ પડે છે. તેઓ બધા **આન્દામાન** ટાપુઓનો વધારો ગણી શકાય. **આન્દામાન** ટાપુઓની માફક એમાં જંગલી જનાવરો દેખાતાં નથી, જો કે નદીઓ અને તેના કિનારા પર મગર દેખાય છે.

**પોર્ટબ્લેર**:—દક્ષિણ **આન્દામાન**માં આવેલા આ બંદરમાં જન્મ-દેશનિકાલ થએલા કેદીઓનો વસવાટ કરવામાં આવેલો છે. કેદીઓ, તેમના પહેરેગીરો, અમલદારો તથા કારકુનો અને તેમનાં કુટુંબ, અને કેટલાક છુટા કેદીઓ એમાં રહે છે.

